॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

નારણસીંગ કૃત

# ભજનાવળી.

ઈશ્વર જ્ઞાનાભિલાશીઓને માટે

બનાવનાર

**નારણસીંગ કેસરીસીંગ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બાપાલાલ કે. અને નથુભાઇ ડી.**



અમદાવાદ.

ધીઓરે યુનીયન પ્રિંટીંગ પ્રેસ.

સંવત ૧૯૪૯.

કીંમત પાં આના.

॥ શ્રી રાધાકૃષ્ણાય નમઃ ॥

નારણુસીંગ કૃત

# ભજનાવળી.

ઈશ્વર જ્ઞાનાભિલાષીઓને માટે

બનાવનાર

નારણસીંગ કેસરીસીંગ

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બાપાલાલ અને નથુભાઇ.







અમદાવાદ.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૫.

नारणशिंग कृत.

# भजनावळी.

## भाग १ लो.

"सत गुरु साहेब करो एकवाररे. ए राग."

પદ ૧.

પ્રથમ પેહેલાં લાગુ ગુરૂજીને પાયરે. ૧
તેથી મારાં શુભ કારજ સિદ્ધ થાયરે. ૨
ગુરૂ પુજે ચૌદ ભોવન પુજાયરે. ૩
તેથી મારાં પાપ તાપ સૌ જાયરે. ૪
ગુરૂ ઉપદેશે જ્ઞાન ભાણુ ઉદે થાયરે. ૫
તેથી મારે અજ્ઞાન અંધારૂ મટી જાયરે. ૬
ત્યારે તો રાધા કૃશ્ન દરશાયરે. ૭
દરશન કરતાં આવાગમન મટી જાયરે. ૮
જેને માથે રાધા વલ્લભ ગુરૂ સહાયરે. ૯
તેને તો કાળ તે કેમ કરી ખાયરે. ૧૦
ગુરૂના જશ તો શિવ વિરંચી ગાયરે. ૧૧
નારણશીંગ તો ગુરૂ ચરણુ રજ ચાહેરે. ૧૨

પદ ૨. ગરબી.

કાયા જીવને કહેછેરે, સુણો મારા પ્રાણપતી;
મેલી મુજને કયાં જાઓછોરે, આ વગડામાં અથડાતી. ૧
જીવ તમારા લીધેરે, ચાલુછું હું મદમાતી;
તમ વિના નહિ મારારે, આ દેહીના સંગાથી. ૨
જયારે તમેજ જાશોરે, ત્યારેતો મારી શીરે ગતી;

જ્યારે જાવુંજ હતુંરે, ત્યારેતો પ્રીત કરવી નોહોતી. ૩
ઘણાં લાડ લડાવ્યારે, ભેગી બેશીને જમતી;
હવે કેમ તરછોડીરે, આવી કેમ ફરી મતી.
કોક ગુરૂજ મળીઆરે, અગમગર જેની ગતી;
કરશે બ્રહ્મ સ્વરૂપેરે, એ હું જાણુતી નોહોતી ૫
હો દેવ નીરંજનરે, મુકે મંગળ મુરતી;
તારો ભેદ ના જણ્યોરે, એવી તારી અકળ ગતી
મારી કરણી ના જોશારે, હું કરજોડી કરગરતી;
મેલી માયાને ચેતનરે, ચાલ્યા. અમરાવતી * ૭
દાસ નારણસીંગ કહેછેરે, માયા પછે રહી રોતી;
ગુરૂ ગોવિંદને ભજશેરે, થશે તેની સત્ય ગતી ૮

પદ ૩.

જીવ કાયાને કહેછેરે, હું પંખીશું પરદેશી;
અમે ક્યાં સુધી રહીએરે, નથી અહિંના રેહેવાસી. ૧
તારા મોહના તે ફંદમાંરે, પડી અમને ફાંસી;
તારી વાસના લીધેરે, ફર્યો લખ ચોરાશી. ૨
ગુરૂએ ગમજ પાડીરે, જોયું સરવે તપાશી;
નિરખ્યા બ્રહ્મ સ્વરૂપનેરે, પોતાનું રૂપ પરકાશી ૩
મારી કેડજ મેલોરે, શાને કરો ઉદાશી;
તમને તિરથ કરાવ્યાંરે, શ્રી ગંગાને કાશી. ૪
થયા રૂપ અરૂપરે, માયા ત્યારે દુર ખશી;
ભળ્યા તેજમાં તેજરે, હરી જેને ગયા વશી. ૫
દાસ નારણસિંગ કહેછેરે, અચળ થયા અવીનાશી;
ગુરૂ ગોવીંદને ભજશેરે, અમરપુરના વાશી. ૬

પદ ૪. લાગ્યોરે મારે નટવર શું નેડો. એ રાગ.

ભજોને રાધેકૃશ્ન મોરારી, છબીપર જાઉ બલીહારી;

ભજોને રાધેકૃષ્ણ મોરારી.
ભજોને મુખે નહિ બેસે કાંઈ દામ, ભજનથકી રીઝશે સુંદીરસ્યામ;
કપટ જ્યારે દલનું નાખો કાઢી. ભજોને૦ ૧
નિશદીન સતસંગત કરીએ, મુખે હરી હરી ઓચરીએ;
નાંખી મોહ મુમતાને મારી. ભજોને૦ ૨
પ્રેમ કરી રામ નામ ગુણ ગાય, અંત સમે કરશે હરી તેની સાહ્ય;
લીધા જેમ પ્રહલાદ ઉગારી. ભજોને૦ ૩
હરી નામ અધમ ઓધારે, શ્રી રામ નામ ભવસાગર તારે;
જુવોને પેસી ગુણકાને તારી. ભજોને૦ ૪
દયાળુ તો એવા શ્રીરણછોડ, ભજેરે તેના પુરશે મનના કોડ;
માટે ભજો સો નરને નારી. ભજોને૦ ૫
નારણશીંગ નામ હરીનું નાવ, બેશીને ભવસાગર ઉતરી જાઓ;
માથેરે ગુરૂ ખેવટીઆ ભારી. ભજોને૦ ૬

પદ ૫.

જોડરે એક મેંના પોપટનું, પાંજરૂં આ કાયા કંચનનું;
મેંના માયા હરીની દાસી, ચેતન પોપટજી અવનાશી;
જુઓને અંતરમાં પરકાશી. જોડ૦ ૧
કારીગર પુરા કેહેવાતા, પચરંગી પાંજરૂ ઘડતા;
તેનામાંહિ પોપટજી રહેતા, જોડ૦ ૨
ચેતનનું તો તેજ ઘણુંરે તપે, શોભે પરિબ્રહ્મની રૂપે;
બેઠારે માંહિ મહા મંત્રને જપે. જોડ૦ ૩
મેંનારે માયા પોપટની નજરે પડી, પોપટજીનું મન લેઈ ગઈ હરી;
પોપટજીની મત સમુળગી ફરી. જોડ૦ ૪
મેંનારે તું તો આવને ઓરી, મારીને તારી સરખી બને જોડી;
મેંનાએ નાંખી મોહ તણી દોરી. જોડ૦ ૫
હવેરે મેંના કહેછે પોપટને, આવીને હું તો વરૂં તમને;

એમરે દગો દેતાજી અમને. જોડુ० ૬
એવુરે સુણી પોપટ થયો બેહાલ, તેમ તેમ મેના કરે [illegible] વહાલ:
મેનારે તને કરવાનો હું ન્યાલ. જોડુ० ૭
હવેરે મેના પોતે મનમાં હશી, હું તો પેલા પોપટને કુદીએ વશા;
એનેરે લેઇ ફેરવું ચોરાશી. જોડુ० ૮
પોપટજીતો ભણવું એ ભુલી ગયા, જઇને પેલી મેંનાના વશમાં રહ્યા:
પોપટ હવે મોહદરિઆમાં વહ્યા. જોડુ० ૯
હવેરે મેનાં પોપટજી બન્નેને, બેઠારે હતો કાળ બલાડો કને;
જઇને પેલા પોપટજીને હણે. જોડુ० ૧૦
હવેરે પોપટને લાગ્યું ખારૂ, પેલુરે સુખ ક્યાંરે ગયું મારૂ;
પડછે મારે મરવું ને અવતરવું. જોડુ० ૧૧
ચેતન મટિ જીવ સ્વરૂપે થયા, જ્યારે પેલી માયાના વશમાં રહ્યા;
માટેરે લખચોરાશીમાં ગયા. જોડુ० ૧૨
નારણશીંગ ગુરૂ ચરણુની આશ, માયા થકી થઇને બેઠોછું નિરાશ;
આપોને હરી ચરણ કમળમાં વાસ. જોડુ० ૧૩

પદ ૬. સુખડાની માયા લાગીરે મોહન તારા. એ રાગ.

સુખમાં હરીને ભજોરે ચેતોને પ્રાણી,
નાપડો માયાના ફંદમાંરે આ જોઈ જાણી.

માયા તમને મોહી લેશે, સુતારી સુતિને જશે;
પછે તો પસ્તાવો થશેરે. ચેતોને० ૧
માયા સારૂ મરે મથી, કોઇની એ થઇ નથી,
જો વિચારી હૈયામાંથીરે. ચેતોને० ૨
મિથ્યા સુખમાં જાય દોડી, બ્રહ્મ તજી માયા જોડી;
ખોયો હિરો ના રહી કોડીરે. ચેતોને० ૩
અમુલ્ય વસ્તુ તમને જરી, તમે ના કીંમત કરી;
ગઇ તે ના આવે ફરીરે. ચેતોને० ૪

હરી નામે ચાલે હુંડી, કરીલે તું તારી મુડી;
શીખામણ દેઉ રૂડીરે. ચેતાને૦ ૫
જેણે હરી ગુણ ગાયા, ધનવાન એ કહેવાયા;
હરી તેજમાં સમાયારે. ચેતાને૦ ૬
નારણશીંગે જોયું જાગી, બ્રહ્મણા માયાની ભાગી;
હરી નામે પ્રિત લાગીરે. ચેતાને૦ ૭

પદ ૭. (રાગ ઉપર પ્રમાણે.)

મનવાને વારો તમેરે ઓ જીવ મારા,
કહું તે રૂદેમાં ધરોરે, સાંભળનારા.

સરગ ભોવનથી આવ્યા, મનેવંચ્છી ખોટી માયા;
હાથે કરીને લુટાયારે. ઓ જીવ મારા૦ ૧
હવે મુનખા દેહ ધરી, ભજીલેને શ્રીહરી;
મન તારૂં વશ કરીરે. ઓ જીવ મારા૦ ૨
મનવાનો વાંક કાઢો, તારી પાસે જે રહેનારો;
મોકલો ત્યાં તે જનારોરે. ઓ જીવ મારા૦ ૩
મનને અધમ કેહેવો, મન તો મોહન જેવો;
જેમાં નાંખો તેમાં તેવોરે. ઓ જીવ મારા૦ ૪
જેણે મન વશ કીધા, જુગતમાં જસ લીધા;
અમી રસ તેણે પિધારે. ઓ જીવ મારા૦ ૫
તમે જાઓછો અવળી વાટે, કહુંછું હું તેની માટે;
હિરો ખોશો કોડી સાટેરે. ઓ જીવ મારા૦ ૬
આવ્યોછે વખત તારો, કરીલે સતસંગ સારો;
ઉતરવાનો આવ્યો આરોરે. ઓ જીવ મારા૦ ૭
નારણશીંગ કહે દાસ, મેલી દે માયાની આશ;
હરી ચરણે પુરો વાસરે. ઓ જીવ મારા૦ ૮

પદ ૮. (ચાલો ડાકોરમાં જઈ વસીએ) એ રાગ.

હરી સદાય મંગળકારી, એનો મુજને ભરૂસો ભારીરે. હરી૦ ૧
જેનું નામ લીધે સૌ દુઃખ જાય, થાય સદા સુખકારીરે. હરી૦ ૨
જનમ ધરે તે સરવે અમંગળ, રૂષિમુનીને બ્રહ્મચારીરે હરી૦ ૩
લીલવરણ ઘનશ્યામ સ્વરૂપે, એરે છબી મને પ્યારીરે હરી૦ ૪
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, એ ચરણકમળ બલીહારે . હરી૦૫

પદ ૯. (રાગ ઉપર પ્રમાણે.)

હરી નામ તમારૂ સારૂ. એતો મુજને લાગે પ્યારૂંરે. હરી૦
સારમાં સાર હરી નામ તમારૂ, બીજું માયા કેરૂ લારૂરે હરી૦ ૧
હરી નામ વિના ખટરસ ભોજન, એ જમવાનું ખારૂંરે હરી૦ ૨
નામ અમિરસ જે કોઈ પિશે, થશે હયું તેનું તાહુરે. હરી૦ ૩
નામ હરીનું નાવ ભવસાગરમાં, સોને માથે તારૂંરે. હરી૦ ૪
દાસ નારણશીંગ કહે હરીના ચરણપર, તનમન ધન સૌ વારૂરે. હરી૦૫

પદ ૧૦. (રાગ ઉપર પ્રમાણે.)

મારે એરે પુરૂષનું કામછે, જેનું રાય રણછોડજી નામછેરે. મારે૦
મોર મુગટ એને કાને કુંડળ, લીલવરણ ઘનશ્યામછેરે. મારે૦ ૧
દેવકીના સુત નંદજીના લાલા, દસરથ ઘેર એ રામછેરે મારે૦ ૨
હરી જનના હિરદામાં રહેછે, દેખીતા ડાકોર ગામછેરે મારે૦ ૩
સમજુને સચરાચર માંહી, જ્યાંરે જુઓ ત્યાં એનો ઠામછેરે. મારે૦ ૪
નટવર નાગર સુખના સાગર, એરે હરીની મારે હામછેરે મારે૦ ૫
એવા હરીના જેણે ગુણ ના ગાયા, તેની જીભ્યાએ ડામછેરે. મારે૦ ૬
દાસ નારણશીંગકહે હરીનાચરણમાં, અડસઠ તિરથચારેધામછેરે મારે

પદ ૧૧. (રાગ ઉપર પ્રમાણે.)

હરી તમે મારાને હું તમારો, જાણી પોતાનો મને તારોરે. હરી૦
કામક્રોધ મારી કેડે પડયાછે, કુડકપટ મારાં કાઢોરે. હરી૦ ૧
મોહ મમતા માયાના બંધથી, કરૂણા કરીને છોડાવોરે. હરી૦ ૨

મને તો વાહ્લું હરી નામ તમારૂં, સંસારસુખ બધો ખારોરે. હરી૦૩
મેહેર કરી માહારાજ પધારજો, અંત સમે એક દહાડોરે. હરી૦ ૪
બહાનું તમારૂં માટે શરણે લેજો, અવગુણ ન જોશો કાંઇ મારોરેહરી૦
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, આવ્યાં કારજ મારા સારોરેહરી.

પદ ૧૨. (રાગ ઉપર પ્રમાણે.)

મારી સુરતિ સામળીયાશું લાગી, મારી સરવે ભરમણા ભાગીરે. મા.
હરી હિરદામાં આવી બિરાજ્યા, મન મોરલી રૂડી વાગીરે. મારી. ૧
સંસાર સુખમાં સુઇ રહીતી, ગુરૂ શબ્દ શુણી જાગીરે. મારી૦ ૨
જેમાંરે સુરતી તેમાં જન્મ ધરેછે, શું સંસારી કે ત્યાગીરે. મારી૦
જેવી જેની મતિ તેવી તેની ગતિ, સુણજો સર્વે સોહાગીરે મારી૦ ૪
હરી સંગાથે જેની સુરતિ ના લાગી, તેપુરણપાપી અભાગીરે.મારી૦૫
દાસ નારણશીંગ કહે હરી ચરણથી,સુરતિનારેહેશો મારી આઘીરે. ૬

પદ ૧૩.

ખોટી પ્રીતો કરે નરનારી, એતો જનમ જનમ ગયા હારીરે. ૧
પરનારી શું ગવન કરોછો, નરકતણા અધિકારીરે. ૨
ભસ્માસુરને ભસ્મ કરી નાંખ્યો, મોહની રૂપે મોરારીરે. ૩
ઈંદ્ર ચંદ્રને કલંકજ બેઠાં, ગોતમ નારી ઠગારીરે. ૪
રાવણને પરનારી કાજે, સરવે લંકાં પરજાળીરે. ૫
દાસ નારણસીંગ કહે ગુરૂ પ્રતાપે, સાચે રાચે ગિરધારીરે. ૬

પદ ૧૪. (રાગ ઉપર પ્રમાણે.)

ભાવે મદનમોહન મારા મનમાં,
જેને નિશ્ચે નહિ તે જાય વનમાંરે, ભાવે.
જેને સોધે સન્યાસિ મહા સુનમાંરે, ભાવે.
મારી નિંધા કરે તે બળે તનમાંરે, ભાવે.
હંકારીથી હરી અળગા રહેછે,
રાજીછે દિન વચનમાંરે. ભાવે. જેને. મારી. ૧

માહા મુનિને સ્વપને નાઆવે,
ફરતા ફરેછે ગોધનમાંરે. ભાવે. જેને. મારી
છેલ છબીલો ને છોગાળો,
રાસ રમેછે ગોપી જનમાંરે. ભાવે. જેને. મારી. ૩
એઠાં એઠાં બોર ખાધાં મારે નાથે,
સિવરી તે બાઇનાં વનમાંરે. ભાવે. જેને. મારી. ૪
હેત કરીને હરી નામજ લ્યો તો,
એવું નહિ પુન્ય જગનમાંરે. ભાવે. જેને મારી. ૫
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે,
હરી આવી વશ્યાછે મારા તનમાંરે. ભાવે. જેને મારી. ૬

પદ ૧૫. (રાગ ઉપર પ્રમાણે.)

જેણે રામ નામ લેઇ જાણ્યું, એને ઘેર ના આવે જમ આણુંરે. જેણે.
રામ નામ મણિ હોય જેનારે ઘરમાં,તેને રે દુઃખ હોય શાનુંરે જેણે૧
અજ્ઞાન અંધારૂ એનું રહેવા નાપામે, જ્યાં ઉગે જ્ઞાનકેરા ભાણુંરે. જેણે
રામ નામ મહિમા સૌથી મોટો, શેશ શંકરે વખાણ્યુંરે. જેણે. ૩
તિલક છાપ તુળશીની માળા, જેને હરીનું હોય બહાનુંર જેણે ૪
રાજા ધરમ તેનું ધોઈ નાખેછે, પુરવે તે પાપનું પાનુંરે. જેણે. ૫
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, રામ નામે મન માન્યુંરે. જેણે. ૬

પદ ૧૬. (રાગ ઉપર પ્રમાણે.)

લ્યોને રામ નામ ખરૂં નાણું, એતો ચારે જુગ પરખાણુંરે. લ્યોને.
મુનષા દેહ દેવતાને દુર્લભ, આવ્યું તમારે ટાણુંરે. લ્યોને. ૧
હાડ ના ભાગે તારે દામ ના લાગે, સેજે મળેછે તને લાગણુંરે. લ્યોને. ૨
નામ સુણીને જમ પાછા ફરેછે, દેખી હરીનું બાહાનુંરે. લ્યોને. ૩
પલની પલકમાં શું નિપજેછે, કાલની વાત ના જાણુંરે. લ્યોને. ૪
જેમ ભજાય તેમ હરીને ભજીલે, ઓચીંતુ આવશે આણુંરે. લ્યોને. ૫
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે,ગાઈ લ્યો ગોવીંદનું ગાણુંરે.લ્યોને.૬

પદ ૧૭. (કાયકુ દેહ ધરી, ભજન વીના કાયકુ દેહુ ધરી) એ રાગ.

હરી ભજનસે પ્રિત, કર મન હરી ભજનસે પ્રિત.
મુનષા દેહ ધરી હરી ભજનેકું, કરનેકુ સુકરીત. કર મન. ૧
હે મન મુરખ હજુએ ના માને, કરતેહો અનરિત. કર મન. ૨
વિષે વિખકે મન પ્યાલે પિતા, હરીરસ છોડ અમરીત. કરમન. ૩
ચેતચેત મન ફીર પસ્તાયગા, અવસરજાયગો બિત. કર મન. ૪
જીનકે નામે અધમ ઓધર ગએ, લાખો તો રેહે પતિત. કર મન. ૫
સુદ્ધ ચિત્ત મનસે હરી ભજે તો, જમકુ લેગા જીત. કર મન. ૬
હરીકુ ભજે તો મન હરીમાં સમાવે, હોજાય અમર અજીત. કરમન.૭
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, ગાઈલ્યો ગોવીંદકે ગિત. કરમન.૮

પદ ૧૮. (રાગ ઉપર પ્રમાણે.)

જવાનીમાં જપમાળા, જપો તમે જવાનીમાં જપમાળા;
તમને કૃષ્ન નથી કેમ વાહાલા, જપો તમે જવાનીમાં જપમાળા.
દેહી તમારી સાથે નહી આવે, બળીને થઈ જશે લાહાળા. જ૦ ૧
માત પીતાને તારા સુતને દારા, સાથે નહી આવે ધરવાળા. જ૦ ૨
ધન દોલત તારી સાથે નહી આવે, જશો હાથ બે ઠાલા, જ૦ ૩
હાથી ઘોડાને તારા ડંકા નિશાના, સાથે નહી આવે પગપાળા.જ૦ ૪
મિથ્યા માયામાં શું પચી રહ્યાછો, નથી દીઠા જમ કાળા. જ૦ ૫
કાળ વાઘતો સૌને ખાશે, નાના મોટાને મતવાલા. જ૦ ૬
જવાન પણામાં હરી ભજાશે, પછી ઢીલા પડે તારા ગાળા. જ૦ ૭
દાસ નારણસીંગ કહે ગુરૂ પ્રતાપે, સરવે ભજો શ્રી ગોપાળા. જ૦ ૮

પદ ૧૯.

રામહી રામહી જપના, મેરે મન રામહી રામહી જપના.
રામહી રામહી જપ લે પ્યારે, છુટે ચોરાસીકી લપના. મન૦ ૧
સગાં સબંધી સબ સુખ કે સાથી, અંત સમે નહી અપના. મન૦ ૨
દોલત દુનિઆ માલ ખજાના, પાવ પલક હે સુપના. મન૦ ૩

ભક્તિ મારગ હે સુરેકા, કાયરમેં નહિ ખપના. મન૦ ૪
હરી હીરો નામ હાથમેં આયો, ખુબ જતન કર રખના. મન૦ ૫
રામ ભજે નિશ્ચે પદ પાવે, યામેં કછુ સખ ના. મન૦ ૬
ચારે બેદ પઢોદો અક્ષરમાં, રાખો રામસે ધખના. મન૦ ૭
દાસ નારણસીંગ કહે ગુરૂપ્રતાપે, એહી તપસ્યા તેરે તપના. મન૦ ૮

પદ ૨૦. (શીદને ચિંતા ધરે મુરખ તું) એ રાગ.

શેના ભજે ગોપાળ મુરખ તું શેના ભજે ગોપાળ.
તારે માથે મરણનું સાલ, મુરખ તું સેના ભજે ગોપાળ
રંગ રંગની પેહેરે પોશાગો, ગળે મોતનકી માળ;
પરનારીની પુંઠે ફરેછે, ખોટી શીખ્યો ચાલ. મુ૦ ૧
અસ્ત્રી દેખી હસી બોલાવે, દે સાધુને ગાળ;
હરિજનની તું નીંદા કરેછે, કેવા થશે તારા હાલ. મુ૦ ૨
ખટ રસ ભોજન જમતી વેળા, ઘણું ઉપજે તને વાહાલ;
હરી સબંધી હેત નાઆવે, ફુટ્યું તારૂં કપાળ. મુ૦ ૩
દાળ ભાતને લાડુ લાવસી, ખાઈને વધાર્યા ગાલ;
એ મુખથી કદી હરી ના બોલ્યો, એ મુખકુ તારૂ બાળ. મુ૦ ૪
ધંધો કરી કરી ધન કમાયો, તે દેખી થયો ન્યાલ;
જીવને જમડા લેઈ જશેરે, પડયો રહેશે સો માલ. મુ૦ ૫
લાખ રૂપેઆનીરે હવેલીને, ઉંચી કરી નવમાળ.
મુવા પછે માંહી ઘડીએ નહી રાખે, તને કાઢે હાલનેહાલ.મુ૦ ૬
ચાર મળીને વાંસ તણી, તારે સુવા કરે સુખપાલ.
બળતી દુણી આગળ કાઢે, તારી કુટી બાળવા ખાલ.મુ૦ ૭
તુજને બાળી સોકોઇ નાશે, નાનાં મોટાંને બાળ;
ઘેર આવીને સોકોઇ કેહેશે, વેંહેચીલ્યો એનો માલ. મુ૦ ૮
જેમ ભજાય તેમ હરી ભજીલે, રાખી પેટમાં ફાળ;
અડધું અંગ તારૂ ગળી ગયોછે, દેખીતો માહાકાળ. મુ૦ ૯

દીન થઇને હરી ભજીલે, થઈ પડજે કંગાલ;
અધમ ઓધારણ અહલ્યા તારણ, ગોઓના ગોપાળ. મુ૦ ૧૦
દાસ નારણસીંગ ગુરૂ પ્રતાપે, કહેછે ખરો સવાલ;
હેત કરીને હરી ભજે તો, ભાગે સૌ જંજાલ. મુ૦ ૧૧

પદ ૨૧.

ભજરે વારંમવાર કૃષ્નને ભજરે વારંમવાર;
શું ગાફલ રહ્યો ગુમાર, કૃષ્નને ભજરે વારંવાર.
પશુ પંખી થઈ અવતરીઆને, ખાવા ન મળતી ચાર;
તે દાહાડા ક્યાં ભુલી ગયા, વનમાં થયાતા ઝાડ. કૃ૦ ૧
મુનષા દેહી દેવતાને દુર્લભ, તમને આપી કીરતાર;
આ અવસરમાં હરી ના ભજોતો, ધીક પડયો અવતાર. કૃ૦ ૨
ગર્ભવાસમાં દુઃખ પામ્યાતા, તેનો કરો વિચાર;
સ્વાસો સ્વાસે હરી ભજીશું, એવો કર્યો કરાર. કૃ૦ ૩
જમરાજાએ કરી જમાની, તમને કઢાવ્યા બાહાર;
કેહેતા હતા પણ કાંઇએ ન પાળ્યું, એ જમનો ખાશો માર. કૃ૦ ૪
માત પિતા સુત બેની બંધવ, સાથે નહી આવે નાર;
જુઠી માયા જુઠી કાયા, જુઠો જગ સંસાર. કૃ૦ ૫
કામ ક્રોધ મોહ મમતા મેલી, હું પદ ને તું હાર;
દીન થઇને હરી ભજેતો. ભવજળ ઉતરે પાર. કૃ૦ ૬
દાસ નારણસીંગ ગુરૂ પ્રતાપે, હરી ચરણ ચીત ધાર;
રામ નામનું સમરણ કરીલે, સૌ સાસ્ત્રનો સાર. કૃ૦ ૭

પદ ૨૨. ધોળ.

સંત સમાગમ સિંધુ માંહી, જે જન કોઇ જાય જોને. ૧
નામ નારાયણ નીર્મળ જળમાં, ભાગ્ય હોય તે નાહાયજોને; ૨
મન મેલુ ને કરમ કપડાં, તેમાં ઉજળાં થાય જોને. ૩
સતગુરૂ શબ્દે સાબુ દેતો, ડાઘ સમુળગા જાય જોને. ૪

હરી હીરદામાં તારે આવે, ત્રેણુ તાપ સમાય જોને. ૫
ગુરૂ કીરપાથી હરી ભજોતો, આણંદ ઉર ન માય જોને. ૬
સંકટ સમે શ્રી કૃષ્નજી, કર તમારો સાહાય જોને. ૭
પુરવ જનમની પુરણ પ્રીતે, હરી ભજવાને ધાય જોને. ૮
હરી ભજતાં હરી સરખા થાશો, કાળ કદી ના ખાય જોને ૯
સરવે પ્રાણી હરી ભજોને, લાગુ તમારે પાય જોને. ૧૦
દાસ નારણસીંગ ગુરૂ પ્રતાપે, ગુણ ગોવીંદના ગાય જોને. ૧૧

પદ ૨૩. ધોળ. ભમરા પેહેલો વધાવો મારે આવિયો. એ રાગ.
જીવ ચિંતા કરોને નિજ નામની.
વિખતજીને અસરીત રસપીયો, ઓજીવમારા ચીંતાકરોને નીજનામની
જેને કથા કીરતન હરીનું ના ગમે, તેતો પુર્વે જનમનાછે પાપી. ઓ૦
મોંઘી મનુષા દેહી તમને કયાં મળે, દેવે દયાકરી તમને આપી. ઓ૦
ગર્ભવાસમાં કરાર શો કર્યો, કોલ સેવા સમરણનો આવ્યા આપી ઓ૦
જીવ જ્ઞાનઅંજનઆંખે આજીએ, તારા અજ્ઞાનપડળ નાંખ કાપી
તારા હીરદાનાં હરી તને સુજશે, રૂંવે રૂંવે રહ્યાછે રામ વ્યાપી. ઓ૦
જેણે સેવા સમરણ હરીનું કર્યું, તેની લખચોરાસી થઈછે માપી. ઓ૦
જેણે મુખે હરીને સમર્યા નહી, તેની જીભ્યાએ દેછે ડામ ચાંપી. ઓ૦
દાસ નારણસિંગ કહે હરીને ભજો, તારી થીર રેણીને થીરથાપી. ઓ૦

પદ ૨૪. કયમ કહોછો ગાય નહોતી મારા વાહાલા. એ રાગ.
કૃષ્ન કારણ ગઈ વનમાં, ઓ બેની મારી કૃષ્ન કારણ ગઈ વનમાં રે.
માયા તે મદનો કેફ કરીને, શુદ્ધ ભુલી હું મારા તનમાં. ઓ૦ ૧
કૃષ્ણ કારણ મેંતો વર્તજ કીધાં, ઇચ્છા ન કરી ખાવા અનમાં ઓ૦ ૨
કૃષ્ણ કારણ હુંતો દીવાની થઈગઇ, શોધી વળી સાધુ જનમાં. ઓ૦ ૩
ગોકુળમાં શોધ્યા હરી મથુરાંમાં શોધ્યા, નારે મળ્યા મધુવનમાં. ઓ.
ઉત્તર દક્ષીણ પુરવ પશ્ચિમ, શોધી વળી નવ ખંડમાં. ઓ૦ ૫
સત ગુરૂ શબદે સાન બતાવી ત્યારે, શુદ્ધ આવીછે મારા તનમાં. ઓ૦

સતગુરૂ શબ્દે વિચાર કર્યાથી, સુરતા પોચી ગઈ માહા સુનમાં ઓ૦
નરત કરીને નારાયણ નીરખ્યા, અમી ઝરીછે લોચનમાં ઓ૦ ૮
દાસ નારણસીંગ કહે ગુરૂપ્રતાપે, હરી નીશ્ચે કર્યાથી મળ્યા મનમાં

પદ ૨૫.

ચાલો વંદ્રાવન જઈએ, ઓ બેની મારી ચાલો વંદ્રાવન જઈએરે.
વદ્રાતે વનને મારગ જાતાં, દુઃખ પડે તે સહીએ. ઓ૦ ૧
વ્રજનીતે રજ દેવતાને દુર્લભ, આપણ ત્યાં જઈ રહીએ. ઓ૦ ૨
આપણે નદીઓને કૃષ્ણ સમુદર, તેના પ્રભામાં જઈને વહીએ ઓ૦ ૩
કોટીને પાપ તેનાં પ્રલેરે થાયછે જેને કૃષ્નનામ વસ્યુ હૈએ. ઓ૦ ૪
માટે શ્રી કૃષ્ણ સરણમાં રહીએ, એના ચર્ણ કમળ ચિત લઇએ. ઓ૦
દાસનારણસીંગકહે ગુરૂપ્રતાપે, હરી નિશ્ચે વિનાતો નથીકંઇએ. ઓ૦

પદ ૨૬. રાગ કાફી.

નામને આધારેરે બેઠોછુ મારા પ્રાણપતિ,
શરણે હરી આવ્યોરે તારો પ્રભુ તમ વતી.

જેવો તેવો પણ દાસ તમારો, મુજને નહી બીક લગાર;
હુંડીતો એક રાજા સાહેબની, મુલકની સરદાર;
નામને પ્રતાપેરે, પુન્ય પાપ નવ ગણતી. નામને૦ ૧
કરણી જોશોતો મારો પાર નહિ આવે ને લખો કરીને વિવેક,
આભ ધરતીના હરી કાગળ કરશો તેમાં નહિ માય મારા લેખ;
સાત સાગરની શાહીરે, લેખણો બધી વનસ્પતિ. નામ૦ ૨
હરી તમારે આશરે મેંતો પાપ કર્યાછે ઘણાં મોટ,
અસ્ત્રીનાં કલંક છુપે ધણીથી, તે મારે તમારી ઓથ;
જેનાં ના સંતાયરે, જેને માથે ના હોય પતિ. નામને૦ ૩
તપ તપસ્યા ને તીરથ વરતનું નથી કશું મારે કામ,
દાસ નારણસીંગ કહે ગુરૂપ્રતાપે, વળગ્યો તમારે નામ;
નામને ભરૂસેરે, બેઠોછું કરી નીરવરતી. નામને૦ ૪

પદ ૨૭. રાગ કાફી. હોલો હોલી કેહેછેરે. એ રાગ.

પારસને શું કરીએરે, ગુરૂજી મારા પુરા મણી:
જેણે અમુલ વસ્તુ આપીરે, શોભા તેની શી કહું ઘણી
એરે વસ્તુપર હું તો સોનેરે વારૂને કલપ તરૂને કામ ઘેન
અષ્ટ સીધી નવ નીધીને વારૂ, ધનધન ગુરૂ તમારાં વેણ;
અમીરસ મુજને પાયોરે, ગુરૂજી મને રંક જાણી     પારસ૦ ૧
અજ્ઞાનીના લોહુંરે કહીએ ને જ્ઞાની તે પારસ મણી;
પારસ પરશે લોહું કંચન થાયછે, એમ સેવોને સાચો ધણી;
હરી હિરો ભેઠોરે, થાશો તમે હિરાકણી.     પારસ૦ ૨
એરે વસ્તુથી પવન પાણીરે ને નિપજ્યાં ધરતિ અગ્નિને આકાશ;
અવિચળ વસ્તુ મારા ગુરૂજીએ આપી, બાકી સરવેના નાશ;
શેષ શંકર સરખારે, જેનું નામ રહ્યા ભણી.     પારસ૦ ૩
ગુરૂ ચરણ પંક પુજતાંરે, ચૌદે ભોવન પુજાય;
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, ગુરૂ ગોવીંદના ગુણ ગાય;
ગુરૂ ગોવીંદ સરખારે, સૌને માથે શિરોમણી.     પારસ૦ ૪

પદ ૨૮. રાગ કાફી.

સમજ મન મારારે, હરીને શે નથી ભજતા;
અનંત જુગ વિત્યારે, લખ ચોરાશી ફરતાં;
લખરે ચોરાશીનું દુઃખ કઠણ હતું તે તો વિચારોને મન,
કોઈક પારધી વનમાંરે આવે, ઘાયલ કરે તારૂં તન,
જીવ તારો જાતોરે તડફડ તડફડતાં.     સમજ મન૦ ૧
મરીને પાછા ગર્ભવાસમાં, દુઃખ પામોછો અપાર;
ત્રાહે ત્રાહે કરીને હરી પોકારતા, મુજને કાઢો બહાર;
સેવા સ્મરણ કરશુરે, સ્વાસે સ્વાસ લેતાં.     સમજ મન૦ ૨
જમ રાજાએ કરી જમાની, તમને કઢાવ્યા બહાર;
કહેતા હતા પણ લેશ ન પાળ્યું, વિસાર્યા મોરાર,

લખ કુપ પડશોરે, જશો ગોથાં ખાતા. સમજ મન૦ ૩
મુનષા દેહનું સુખછે સુંદર, તે તો પોચાડો તમે;
નાના પ્રકારના ભોગ ભોગવતાં, ખાવાને ઘી ઘઊં ખાંડ,
હરીએ તમને આપ્યુંરે તેને તો કેમ વિસારતા. સમજ મન૦ ૪
રંગ રંગના પેહેરે પોશાકોને, આભુષણ ધરતા અંગ;
દયા ધરમનું નામ ના જાણ્યું, કરતા નિચા સંગ;
અધવિચાળેરે, રેહેશો પાછા લડબડતા; સમજ મન૦ ૫
કુટંબ કબિલાને સગાંરે વહાલાં, સરવે તે સારો કહે;
અંત સમે કાળ આવે તમારો, ત્યાં સરવે તે અળગાં રહે;
એકલડીને વાટેરે, જશો વણ પસ્તાતા. સમજ મન૦ ૬
અનંત જુગ વિતે મુનષા દેહ તને, જનમ મળ્યોછે ભાઇ;
ગાફલ થઇને રખે ગમાવતા, પડશો ચોરાશી માંઈ;
ચોરાશી લખ કુપેરે, રખે જઇને પડતા. સમજ મન૦ ૭
શિખ દેઊં તે સુણ મન મારા, ચિત્ત રાખજે સ્થિર;
શેવા સમરણ હરીનુંરે કરતાં, ભેઠી જાય જદુવિર;
સંકટ તારાં સરવેરે, મટે ગોવીંદ ગાતાં. સમજ મન૦ ૮
શેવારે સમરણ હરીનું કરીએ, થઇને મન પરસન;
દાસ નારણશીંગ કહે ગુરૂને પ્રતાપે, છુટશો જમના ફંદ;
ચોરાશી તારી ટળશેરે, હરી હરી હરી જપતાં. સમજ મન૦ ૯

પદ ૨૯ રાગ કાફી.

ભજોને રામ નામરે, મન મારા સ્વાસો સ્વાસ;
જેને ભજવાથીરે, મટી જાય જમના ત્રાસ.
અજામેર મહા પાપી કેહેવાતો ને, પાપ કરે આઠે જામ;
અંત સમે પાણી માગ્યું પુત્ર પાસે, લઇને નારાયણ નામ;
નામ સુણતાંમાંરે, જમડા ના આવ્યા પાસ. ભજો૦ ૧
જળ મધ્યે ગજ ગ્રહરે લડતાંને, ગજ તો હારી ગયો હામ;

જવ બરાબર સુંઢ બાહેર રહી ગઇ, મુખે પોકાર્યો શ્રી રામ;
રઅ કેહેતા રામેરે, આવીને કાઢી ગજની ફાંશ. ભજો૦ ૨
દહીત પુત્ર હતા પ્રહલાદજી તે તો, રામ નામ ગુણ ગાય;
બળતી અગ્નિમાંથી ઉગારી લીધા, નામે કરી ત્યાં સહાય;
હરણાકસ્યબ હણવારે, આવીને પુર્યો સ્થંભમાં વાસ. ભજો૦ ૩
વાલ્મીકજી મહા ખુની કહેવાતા, લુંટતા ઠામો ઠામ;
સાધુ જને આવી રામ ભજાવ્યા, તાર્યો તે અવળે નામ;
સપ્તકોટી રામાયણરે, કરી જેણે પરકાશ. ભજો૦ ૪
નામ બહાનાની સાખ સાંભળજો, પુરશે વેદ પુરાણ;
સાગરમાં મોટા ગિરિવર તાર્યા, જેમ તરવરનાં તરે પાન;
રરો મમો કહીનેરે, બેસાડ્યા પાહાડ પાસો પાસ. ભજો૦ ૫
નામ મહિમા તો સૌથીરે મોટાને, સૌમાં વસ્તુ સાર;
દાસ નારણશીંગ કહે ગુરૂને પ્રતાપે, નામનોછે આધાર;
રામ નામ સાચારે, રાખોને દ્રઢ વિસવાસ. ભજો૦ ૬

પદ ૩૦ રાગ કાફી.

દેહ તો દેરા રૂપીરે, જુવોને મન નિશ્ચે કરી;
બીરાજેછે માંહી રામરે, નિરખોને તગે નયણાં ભરી;
હીરદે આસન હરીને પધરાવુંને, સેજનું સીંધાસન;
સીલરૂપી અસ્નાન હરીને, ચિત્તરૂપી લેઇ ચંદન,
ચિત્ત ચંદન લેઈનેરે, હરીને શિર તિલક ધરી. દેહ તો૦ ૧
પ્રીત પ્રાતરી પ્રભુને ચઢાવો ને, સ્નેહના શસ્ત્ર શણગાર;
પ્રેમ પુષ્પના હાર હરીને, કંઠે ધરાવો મોરાર,
પ્રેમે તુળશી માળારે, લેઈને હરીએ કંઠે ગ્રહી. દેહ તો૦ ૨
જ્ઞાન દિપક કરો મંદિરમાં ને, અજ્ઞાન અંધારૂ તારૂ કાઢ;
ધ્યાન રૂપી ધો ધુપ હરીને, ભાંવરૂપી ભોજન જમાડ;
છપન ભોગ કીધારે, તળશી તો માંહે ધરી. દેહ તો૦ ૩

દીનતા દંડવત હરીનેરે કરીએ, જોડીને બેઉ હાથ;
પાંચ પ્રકંમા કરીએ પ્રભુની, ચાદ ભોવનના નાથ;
પૃથ્વી પરકંમારે, થશે તારી ખરેખરી; દેહ તો૦ ૪
દેહ તો દેરૂ વણસીરે જાશે, ને દેવ સદાછે અભંગ;
સંક્ષે રહે તો શોધો શાસ્ત્રમાં, બાકી કરો સતસંગ;
પંડિત પુરાણીને પુછો ગમે ફરી ફરી. દેહ તો૦ ૬
સ્વાસો સ્વાસ રૂપી માળારે લેઇને, ફેરવો આકુ જામ;
દાસ નારણસીંગ કહે ગુરૂ પ્રતાપે, રીઝશે સુંદીરસ્યામ;
શેવા જે કોઈ કરશેરે, તેને તો હરીએ કીરપા કરી. દેહ તો૦ ૭

પદ ૩૧. રાગ કાફી.

અનાથોના નાથરે, કૃષ્ણ કીરપા કરજો જરી;
તમારા ચરણમાંરે, ચીત્ત મારૂં રાખજો ઠરી;
આરે કળજુગમાં કામક્રોધ લોભ, મોહ કપટનું રે જોર;
સાચો બીચારો શુંએ કરે, તેને ઉલટા ડંડે ચોર;
ન્યાયાધીશને ના સુજેરે, પરિક્ષા કોઈની ખોટી ખરી. અના૦ ૧
આવા પોરામાં પાછા ગ્રહ સંતાપેને, શનીની શી કહું વાત;
વીક્રમ પછાડી દેવ શનીશર પડીઓ, કપાયા પગને બે હાથ;
ચોરંગ કરી નાંખ્યોરે, એવાએ પણ ઘાંણી ફેરવી. અના૦ ૨
રાજા નળ પુંઠે કળજુગ પડીઓને, અંત લીધો એનો છેક;
રાજપાટથી દુર કરાવ્યા, અમર પેહેર્યાં બેએ એક;
તે પણ ઊંદર થઇનેરે, કળજુગે નાંખ્યું કાતરી. અનાથોના૦ ૩
આરે કળજુગનું જોર જુલમછેને, જેનો માહા તોરંગ;
મોટા મોટા રૂપીની તપ તપસ્યા, શેવામાં જઈ પાડે ભંગ;
પરીક્ષત જેવા સતીઆરે, એની પણ મતી ફેરવી. અના૦ ૪
દીન થઇને પ્રભુ તમને વંદુછુંને, કરવા તમારૂં ભજન;
દાસ નારણશીંગ કહે ગુરૂને પ્રતાપે, સ્થિર રાખો મારૂ મન;

કામ ક્રોધ લોભરે, કપટ માયા રાખજો પરી. અનાથો૦ ૫

પદ ૩૨. રાગ કાફી.

શ્રી બ્રહ્માની બેટીરે, પાએ લાગુ સરસ્વતી;
હરીના ગુણ ગાવારે, આપોને મને શુભ મતી.
પુનમે ડાકોરનો શંઘ ભરાયછેને, દેવ લોકનો સાથ
દેશ દેશના શંઘજ આવે, બાકીની સરવ ગુજરાત;
વૈકુંઠપુરી ખીલીરે, મુખેથી શું કહું કથી. શ્રી બ્રહ્મ૦ ૧
ડાકોરમાં ત્રીકમરાય રણછોડજીને, બોડાણા લક્ષ્મીજી હજુર;
તેમના તે સનમુખ બીરાજે ગોમતી, સનમુખ ડંકેશ્વર;
ડંકેશ્વરની પાસેરે, નંદીશ્વર ને પારવતી. શ્રી બ્રહ્મા૦ ૨
ગોમતી વચ્ચે વાડી કુંભારની ને, ઠાકોર મંદિર ત્યાંય;
ત્રીકમદાસ ને સાધુ બળદેવજી, બંને રેહેછે માંય;
ત્યાંથી રાધાકુંડરે, જવાય મોટા હરમાન જતી. શ્રી બ્રહ્મા૦ ૩
ડાકોરનાથના ગુણરે ગાવાને, મારા તે મનમાં કોડ;
પરીબ્રહ્મ અવનાશી નારાયણ, આપે છો શ્રી રણછોડ;
અખંડાનંદછો સ્વામીરે, નિરખ્યા મેં તો બીજા નથી. શ્રી૦ ૪
મોરમુગટ પિતાંબર શોભેને, કુંડળ ઝળકે કાન;
શંખ ચક્ર ગદા પદ્મ બીરાજે, શોભોછો ભીનેવાન;
કંઠે કૌસ્તુભ મણીરે, મોતીની માળા ઝગઝગતી. શ્રી૦ ૫
રાઈનો પ્રભુ મેરૂ કરોછોને, મેરૂની કરોછો રાઇ;
દુખીઆંને તમે સુખીઆં કરોછો, સચરાચરની માંહી;
કળી ના શકાય કોઈથીરે. હરી તમારી અકળગતી. શ્રી૦ ૬
ઈંદ્રાદિકને શીવસનકાદિક, ગુણ તમારા ગાય;
તમારા ગુણનો પાર ના પામે, બ્રહ્માથી નવ લખાય;
શેશજી સહસ્ત્ર મુખેરે, પુકારે છે નીગમ નેતી. શ્રી૦ ૭
પતિતને પ્રભુ પાવન કરોછોને, જે કોઇ આવે તારી શરણ;

નામ લેતાંમાં તેનાં પાપપરજાળો, ટાળોછો જનમ ને મરણ;
શરણાંગતે હયોછોરે, આપોછો તેને સત્યગતી. શ્રી૦ ૮
હુંએ મુરખ એક મુઢમતીને, મને તમારી આશ;
દાસ નારણસીંગ કહે ગુરૂપ્રતાપે, એ ચરણકમળમાં વાસ.
સત સંગ સેવા સમરણરે, આપોને અવિચળ ભક્તિ. શ્રી૦ ૯

પદ ૩૩ રાગ કાફી.

જેમાં રામ રાજીરે, ઓ મન તારે એમ કરવું;
શુદ્ધ ચિત્તે રહીનેરે, હરીનું ધ્યાનજ ધરવું.
કોઇનું તારે ખોટું ન ઇચ્છવુંને, ખોટુ ઇચ્છે તો ખોટુ થાય;
સમદ્રષ્ટી તારે સોપર કરવી, આતમને સુખ થાય;
લેણું દેણું સતનુંરે, કરીને હકનું ખાવું. જેમાં રામ૦ ૧
સત્ય પ્રતિજ્ઞા તારેરે કરવીને, કુડનો કરવો ત્યાગ;
અવસર તારો વહીોરે જાયછે, આંખ ઉઘાડીને જાગ;
જાગીને મન જોનેરે, નિશ્ચે તારે છે મરવું. જેમાં રામ૦ ૨
દયા ધરમને શાંતિરે સિળતા, દીનતા ઉરમાં આણ;
સતસગ તારે નિષદીન કરવો, પ્રસન થાય ભગવાન;
સાધુની શરણ રેહેજેરે, જેનાથી તારે છે તરવું. જેમાં રામ૦ ૩
હરી રસ પ્યાલો તારે નીશદીન પીવોને, એવો તે કરવો નેમ;
સ્વાસો સ્વાસે હરીનેરે ભજીએ, ઉરમાં આણીને પ્રેમ;
મગન મસ્ત થઇનેરે, સદાય આણંદ રહેવું. જેમાં રામ૦ ૪
નામ સ્મરણ એક હરીનુરે કરીએ ને, જેનાથી થાયે સુખ;
દાસનારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, ભવનાં મટી જશે દુઃખ;
સર્વે તારૂ મટશેરે, મરવુંને અવતરવું. જેમાં રામ૦ ૫

પદ ૩૪ રાગ કાફી.

સમજ મન મારારે, ભક્તિ તો ટેકે કરો,
નિશ્ચે નારાયણ નામરે, ધારીને મને ધ્યાન ધરો.

ટેક ભક્તિ કરી મીરાંબાઇએ, મનમાં મોહી મોહન ;
મુસ્તક કોઇને નવ નમાવ્યું, વરીઆ શ્રી ત્રીભોવન;
વિખનો પ્યાલો અમરીતરે, પીને પ્રભુ પરવર્યો. સમજ૦ ૧
ટેક ભક્તિ કરી ધરૂજીએ ને, કોઇનું ન માન્યું લગાર;
વનમાં જઇને મહાતપ કીધાં. વશ કીધા મોરાર:
અવિચળ પદવી લીધીરે, વૈકુંઠેતો જઇને ખડો. સનજ૦ ૨
ટેકે લેઇને શેઠ સગાળસાએ, પાળ્યું સાધુનું વ્રત;
કુડીઆ થઇને શ્રીકૃષ્ણ પધાર્યા, જે જે માગ્યું તે આપ્યું તરત:
ટેક નવ ચુક્યોરે, તેથી તેનો કારજ સર્યો. સમજ૦ ૩
ટેક ભક્તિ કરી પ્રહલાદજીએને, નામનો દ્રઢ વિસવાસ;
બળતી અગ્નિમાં ઉગારી લીધા, થંભમાં કર્યો વાસ;
હરણાકસ્યપ ટેકેરે, તે પણ હરી હાથે મર્યો. સમજ૦ ૪
ટેક ભક્તિરે કરી રાવણ રાજાએ, મનમાં રાખી ધીર;
જાનકી હરણ કરીને લાવ્યો. ચઢીને આવ્યા રઘુવીર;
રામે રાવણ માર્યોરે, તે પણ કુળ સહિત તર્યો. સમજ૦ ૫
જે જે ભક્તજને ભક્તિરે કીધીને. મન સાથે લીધો ટેક;
દાસ નારણશીંગ કહે ગુરૂના પ્રતાપે, લેખપર મારે પ્રભુ છેક:
ગર્ભવાસ ટાળ્યોરે, જઇને હરી ચરણે ઠર્યો. સમજ૦ ૬

પદ ૩૫. રાગ કાફી.

ભક્ત ઘેલીદાસેરે, ભજનની આ બાંધી વાડી;
હરીના શરણે રહીનેરે, ગુજર ખંડને તારી.
ગુરૂ ગોપાલદાસજી ગાદીએ થાપ્યા, ત્રીકમજીની પાસ;
સનમુખ રહી હરીનું સમરણ કરતા, વિસ્નુને લેઇ ઘેલીદાસ:
શેવા સમરણ કરતારે, મોહ ન મુમતા મારી. ભગત૦ ૧
કલપવ્રક્ષનું બીજરે વાવ્યુંને, પોતે જલ સીંચે;
વિવિધ ભાતનાં ફળરે થાયછે, જેવાં જેને મન ઇછે;

તેવા તેને મળશેરે, જેવાના જે હોય અધિકારી. ભગત૦ ૨
ભગીરથી જેમ લાવ્યા ગંગાજી, બોડાણો લાવ્યા રણછોડ;
ભગત ધોલીદા નામ સમરણ લાવ્યા, સઉના પુર્યા કોડ;
નામ મહિમા ચલવ્યોરે, જેમ રેલની ગાડી. ભકત૦ ૨
રામ નામનું આપે સદાવ્રત, જેને જોઇએ તે જાય;
સરવ પ્રાણીને સંતાપ પમાડે, એ ભકતને લાગુ હું તો પાય;
ધન ધન ધોલીદાસરે, ધન મુછ ને દાઢી. ભકત૦ ૩
એરે વાડીમાં રેહે પુરૂષ પુરૂષોતમ બીજા ભલા ભલા લોક;
પ્રેમીને આણંદ ઉપજાવે, કામીને પ્રગટે શોક;
કામી ક્રોધી કપટીરે, વાડીથી મેલ્યા કાઢી. ભકત૦ ૪
એવા ભકતના ગુણરે ગાઇએ, જેમાં જરાએ નહિ ખોડ;
ભકત ધોલીદા વૈકુંઠ પધાર્યા, અહીંયાં સુપ્યાછે ભાઈ રણછોડ;
સઉનાં રણ છોડાવવારે, સુણો નર ને નારી. ભકત૦ ૫
ભકત ધોલીદા વૈકુંઠ પધાર્યા ત્યારે, નાગરદાસ હતા પાસ;
ભકતની લીલા નીરખી નાગરદાસે. દ્રઢ આવ્યો વિસ્વાસ;
તે પણ ચાલી નિસર્યારે, જઇને ભેટ્યા મોરારી. ભકત૦ ૬
વસ્ત્ર નહી તેને વસ્ત્રરે આપેને, તરસ્યાને પાણી;
ભુખ્યાને ભોજન આપે ધોલીદાસ, આતમ ને જાણી;
આત્મા એજન જાણેરે, શું જાણે મુઆ અન્યાડી; ભકત૦ ૭
ભકત ધોલીદાસ એક હરીને ભજતા, રેહેણી સાથે રહે;
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, એ ભકતની બોલો સર્વે જેહે;
નારણશીંગ કહે દાસરે, એ ભકતનીપર જાઉવારી. ભકત૦ ૮

પદ ૩૬.

( શ્રી રણછોડજી માહારાજની અરજી. )

શ્રી રણછોડરાય માહારાજ અરજી આપુછું,
કરજો પતિતને પાવન આશા રાખુછું. ટેક.

સ્વસ્ત શ્રી એક વૈકુંઠપુરી, મહાશુભસ્થાને ધામરે,
પુજારાધે અનેક ઉપમા, હરી તમારૂં નામ. આ૦ શ્રી૦ ૧
શ્રી માહારાજા અધીરાજા, જગતના પ્રતિપાળરે
પાપ સંહારણ દુખના હરણ, મોટાછો દયાળ. આ૦ શ્રી૦ ૨
કૃપાસીંધુ તમને વંદુ, પૂરજો મનના કોડરે;
દિનદિનપ્રતાપ અધીક તમારો,વધજો શ્રીરણછોડ. આ૦ શ્રી૦ ૩
દેહ ગામથી લખીતંગ શેવક, જીવરામ મામલતદારરે;
સાષ્ટાંગ દંડવત નમસ્કાર પ્રભુ, કરજો અંગીકાર. આ૦ શ્રી૦ ૪
લખવા કારણ એછે સાહેબ, તમેછો ગરીબનીવાજરે;
ચરણરજપર કૃપા કરીને, આપ્યું દેહગામનું રાજ. આ૦ શ્રી૦ ૫
ચારજ લીધાનું યોગ્ય કારણ, થોડુંઘણું ભણ્યોરે;
પુરવ જન્મના દુરગુણે કરીને,આળસમાં જઇ ભળ્યો.આ૦. શ્રી૦ ૬
રાજખુમારી જ્યારે મુજને આવીને, મદ મસ્તાઇમાં ફાટયોરે;
હરી તમોને વિસારીને, મેં ઝાલી અવળી વાટયો. આ૦ શ્રી૦૭
એવું દેખીને માહારા હાથ નીચેના, સરકારી સિપાઇ મે'તારે;
હુકમ મહારો કોઇએ ન માને,મન ગમે તેમ કરતા. આ૦ શ્રી૦
નામ માત્ર મહારૂં રહ્યું મામલતદાર, કોઈ નહિ મુજથી બીહીતેરે
હાથ નિચેના સરકારી ચાકર, તેમની કહુ વિગતે આ૦ શ્રી૦ ૯
પ્રથમ તો પટેલ કામાજી, મનગમે તેમ કરતારે;
ક્રોધજી ફોજદારની સાથે, રહેછે એતો મળતા. આ૦ શ્રી૦ ૧૦
ઇરશાજી મુજમુંદાર ખોટા, કોઈનું સારૂ ન કરતારે;
જુલમજી તો શિપાઇ નબળા,ભલા માણસને નડતા.આ૦ શ્રી૦ ૧૧
મમતજી ફેનવિસ મહા જકડી, કોઇથી પાછા ન ફરતારે;
મોહો મુલજી મે'તા મુસદી, એમની જોડે રહેતા. આ૦ શ્રી૦ ૧૨
માનાજી દેશાઈ મહા અક્કડ, કોઇને નથી નમતારે;
હુંકારજી તો નાયક મોટા, સઉને માથે ચડતા. આ૦ શ્રી૦ ૧૩

કેફાજી માહા રોડીયા ડાહ્યા, સઉને ગાંડા કરતારે;
ભાંગાજી ભાઈબંધછે તેમના,ગાંજેશંગથી ભળતા.આ૦શ્રી૦ ૧૪
અફેણજી રાવણીયા ઠાકોર, એમનો ડંકો વાગેરે;
ખાધુ હોયતો રંગ રમાડે, નહિતો હેંચણમાંથી ભાગે.આ૦શ્રી૦ ૧૫
ગામના વસનારા લોકો, વહેમશા મોટી ભારીરે;
તેમની સાથે સામેલ રહેછે. લોભાજી કોઠારી. આ૦ શ્રી૦૧૬
જુઠાસા ઝવેરી મહા જબરા, એમની વાતો ન્યારીરે;
કુસંગદલાલતો ફરે ગામમાં, કપટીસા વેહેપારી. આ૦શ્રી૦૧૭
કુચાલગાંધીએ હાટજ માંડયો, એમનો મશાલો ઘણો જોરરે,
પુર્વજન્મના કરમે કરીને,મનેસર્વે મળ્યા બંરબોર. આ૦શ્રી૦૧૮
અજાણે મેં પ્રિત કરી, મને નિચ મલ્યા દોસ્તદારરે;
જાણ્યું તારે આપ પાસેથી,આવ્યા જરાસગ ચોપદાર આ.શ્રી.૧૯
મુખજુબાની આવી સુજને કહી, ત્યારે ગદગદ થયો મારો કંઠરે:
ધણી પાસેથી તલબ લેવાનું,લાવ્યા કેહતણુ વારંટ. આ૦ શ્રી૦૨૦
એવું સુણીને વળીકસબે સુસ્તક,પુરી થર થર ધ્રુજેરે;
કરણપુરના ડંકા ભાગ્યા, નેત્રપુરીમાં નવ સુજે. આ૦ શ્રી૦ ૨૧
દંતઘડના કોટ કાંગરા, પડવા લાગ્યા યાંયરે,
નાશિકાપુરીને કબજે કીધી. માંહિ પવન આવે ન જાય. આ૦શ્રી૦
હસ્તઘડ તો જીરણ થઇ ગયા, મુવાડાની દુર દશારે;
ચરણઘડતો નિવરતી પામ્યા,એમનીન રહી આશા. આ૦ શ્રી૦૨૩
પેટલાદ મધે માલ વિગેરે, કશો નથી ખપતોરે; શ્રી૦ ૨૪
રાજાસાહેબનો તલબ લેવાનો, કયાંથી ભરીશ હું હકતો. આ૦
અગનાનને અધરમ ખજાનો, ખાઈ ગયો હું માલરે;
કરૂણા કરીને માફ કરો, મને જાણીને કંગાલ. આ૦ શ્રી૦ ૨૫
હુંતો મુરખ એક મુઢ મતિને, કરૂણા સિંધુ આપરે;
શરણે આવ્યાને માફ કરોછો, બાનાને પ્રતાપ. આ૦ શ્રી૦ ૨૬

જીવ એ તો મામલતદાર ને, વિશ્વપતિ ભગવાનરે;
દાસનારણસીંગ ગુરૂપ્રતાપે,માગુ દિનતા દયાનું દાન. આ૦શ્રી૦૨૭
સંવત ઓગણીસેં પાંત્રીસના, માગશરવદી એકાદશ ગાય;
ગાય શીખેને સાંભળેરે તે, નિશ્ચે વૈકુંઠ જાય. આ૦ શ્રી૦ ૨૮

પદ ૩૭. રાગ કાફી.

( અરજી ચોરીએ ગયા વિ૦. )

શ્રી રણછોડરાય માહારાજારે, આ વૈકુંઠમાં અનરીત થઈ;
જીવરામ મામલતદારનીરે, અરજી તો ચોરીએ ગઈ. ટે૦
ઈષ્ટાંપ ભરીને મેં તો અરજી કરીતીને, લખી કરીને વિવેક;
તેરે અરજીમાં નામ નારણશીંગ, તેના ઉપર મારીછે છેક;
ગોવંદ રામશંકરેરે, પોતાને નામે કરીછે સહી. શ્રીરણ૦ ૧
સંવત ઓગણીસેં પાંત્રીસના, માગશરવદી એકાદશી;
તેરે તથિએ મેં તો અરજી આપીતી, વૈકુંઠમાંથી કેમ ખશી;
ચોરીની વેળાએરે. હરી તમે હતા કે નહિ. શ્રી રણછો૦ ૨
વૈકુંઠ તમારામાં ચોરીરે કરવી, કોઇની નાપોહોચે હામ;
મેં તો જાણ્યુંતું પ્રભુ કામ તમારાં, બીજાનું ધરોછો નામ;
ચોરીની તોમતોરે, બીજાને તમે ઘોછો જઇ. શ્રી રણછો૦ ૩
માફ માગીને પ્રભુ વિનંતિ કરૂંછું, સાંભળો મારા નાથ;
રાધાજીનો તમે હાર ચોરીને, આલ્યો રૂખમણીને હાથ;
ચોરી લુટી ખાતારે, ગોપીનાં તમે માખણ મહી. શ્રીરણ૦ ૪
તેવારે હરીયે દલમાં આવી કહ્યું, સાંભળ મહારા દાસ;
અરજી તમારી મેં જોઇ તપાશી, રાખીછે મહારી પાસ;
વિચારી જોને મનમાંરે, ટીકટો પાછી શાંની થઇ. શ્રીરણ૦ ૫
ભકતજનને તમે પેહેલા સંતાપોને, પછે પુરોછો તેના કોડ;
દાસ નારણશીંગ કહે ગુરૂને પ્રતાપે, જેજે શ્રીરણછોડ;
જીવરામ મામલતદારનીરે, અરજી તો સાબેત થઈ. શ્રીરણ૦ ૬

પદ ૩૮. રાગ કાફી. હોલો હોલી કેહેછેરે. એ રાગ.

સતની લડાઈએ લડજોરે, હરીનું શિર ધરી બાનું;
સતગુરૂ મનને કરજોરે, મરદ તારે વખાણું. ટેક.
ગુરૂરૂપી મેણુ બનાવજો, સત સમશેર લેઈ ધાવ;
શબ્દરૂપી તમે હાથ વાપરજો, જ્ઞાનરૂપી કરજો ઘાવ;
પાંચને હયો મારીરે, છઠાને કસવાનું. સત્ય૦ ૧
ધરમરૂપી ઢાલ બનાવજો, સાંભળ મનવાભાઈ;
શિળસંતોષના જડજયો નકુચા, કામની કડીઆ લે માંહિ;
હરી હથવાસોરે, ઝાલીને કરજો લડવાનું. સત્ય૦ ૨
પરિભ્રમરૂપી બંધુક બનાવજો, સતસગ સાજ તઇયાર;
ગોવિંદરૂપી ગજ બનાવજો, ગમની તે ગોળી માર;
સતસરૂપી બધેરે, બંધુકને બંધ જડવાનું. સત્ય૦ ૩
સ્યામવરણરૂપી બખતર પેહેરોને, ક્રશ્ન કમાન લેજો હાથ;
રામ રટણરૂપી બાણુજ મારજો, લઠજો કાળની સાથ;
કાળને હયો મારીરે, પછી નથી કેહેવાનું. સત્ય૦ ૪
એવી લડાઈએ જે કોઈ લડશે, તેનાં તે સરશે કાજ;
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, દરસન દેશે માહારાજ;
દરસન દેઇનેરે, લખી આલે પરમાણુ સત્ય૦ ૫

પદ ૩૯. રાગ કાફી.

ના કોઈ જુગમાં જોયારે, ગુરૂના જેવા હેતકારી;
માહા મંત્ર સાથે મુજનેરે, સુપ્યા શ્રી ગિરધારી.
અપરમાને વચને ધ્રુજી, પોતે પધાર્યા વન;
વનમાંરે જઇને મહા તપ કીધાં, વશ કીધા ત્રીભોવન;
અવિચળ પદવી લીધીરે, શ્રી વૈકુંઠની નગરી. ના કોઈ૦ ૧
પરજાપનને બોધે કરીને, પ્રહુલાદ રામગુણ ગાય;
બળતિ અગ્નિમાં ઉગારી લીધાં, ગોવિંદે કીધી સાહ્ય;

ખભ ફોડી પ્રગટયારે, શ્રી નરસિંગ રૂપ ધરી. ના કોઇ૦ ૨
ભાભીને મેહેણે નરસઇમે'તા, ભજવા ગયા ભોળાનાથ;
નિશ્ચે કરીને ભજન કર્યું જ્યારે, શંકરે ઝાલ્યો હાથ;
લેઇને ગયા વ્રજમાંરે, નિરખાવ્યા શ્રી મોરારી. ના કોઇ૦ ૩
ભુત પ્રસન થયું તુલશીદાસને, બતાવ્યા હનુમાન;
હુનમાનની જઈ શેવારે કીધી, ત્યારે દરસાયા રામ લખમણ;
શિતા તો સહિત જોડરે, બીરાજ્યા ધનુષધારી. ના કોઇ૦ ૪
મનુષ જાતિ દેવ થયા, તે તો ગુરૂના પ્રતાપ;
ગુરૂ આજ્ઞાથી રામ ભજ્યા જ્યારે, તુટ્યા તનના તાપ;
ભવનું દુઃખ ગયુંરે, થયા સરવે સુખકારી ના કોઇ૦ ૫
આપણ સર્વે માહાજલ ડુબ્યાને, સુણજો સકલ સંસાર;
દાસ નારણસિંગ કહે ગુરૂ પ્રતાપે, ઉતરશો ભવપાર;
નામ નાવરૂપીરે, આપીને તમને લે કાઢી. ના કોઇ૦

પદ ૪૦. રાગ કાફી.

હુંતો મારે કહુંછુંરે, લઘુતા મારે મનમાની;
અવર નહિ કોઇ મહારેરે, વિના રાધે કૃષ્ણ ધણી.
કડીરે રૂપે સાકર ખાયને, કુંજર ખાએ ધુળ;
લઘુ રૂપે પ્રભુરે મળશે, પ્રભુતાથી પ્રભુ દુર;
નિશ્ચે કરી કહુંછુંરે, સુણોને સરવે જ્ઞાની. હું તો મારે૦ ૧
કામક્રોધ લોભ મોહને ત્યાગોને, ત્યાગ કરોને અભિમાન;
હુકાર શબ્દને કાઢીરે નાખજો, પરંસન થાશે ભગવાન;
શિલરૂપી થઇનેરે, દિનતાએ બોલો વાણી. હું તો મારે૦ ૨
સમરણ કરો ભગવાનનું મન, ભિડ ભાગ્યાની કાજ;
જેનું સનસારમાં કોઇ નથી તારે, તેના તો શ્રી માહારાજ;
હરીનું ધ્યાન ધરજોરે, હરીના થઇને ધ્યાની. હું તો મારે૦ ૩
નહિ વિધા નહિ બાંહ્યનું બળ મહારે, નહિ ખરચવાનું દામ;

તિલક છાપ તુળશીનીરે માળા, પત રાખજો શ્રી રામ;
બાનાની પત માટેરે, શરણે લેજો તાણી. હું તો મારે૦ ૪
ભક્ત વચ્છળ ભગવાનછોને, અનાથોના નાથ;
દાસ નારણશિંગ કહે ગુરૂ પ્રતાપે, હરી નહિ જુવે જાતને ભાત;
હરીના ચરણ ચિતમાંરે, લેજો સઉકો પ્રાણી. હું તો મારે૦ ૫

પદ ૪૧. રાગ કાફી.

હરીજન જેવા સુરવિરરે, ના જોયા મેં તો કોઇ જુગમાં;
જેણે શિષ સમરપણ કીધાંરે, મગન થઇ ફુલ્યા તનમાં.
વિવિધભાતનાં આભુષણ આયુધ, પોતાને અંગે ધરે;
વિરજ ધનુષ ધારણ કરીને, જ્ઞાનના ઘોડે ચઢે;
વિવેક વિચાર બરછીરે, ઝળકાવે કરમાં. હરીજન૦ ૧
બીજા સુરા વેરીદેખીને મારે, કરે હથિયાર કેરા હાથ;
હરીજન સુરો વગર ધડનાને મારે, લડે દિવસને રાત;
રંગ નહિ રૂપરે, તપાસ કરોને મનમાં. હરીજન૦ ૨
આગમ ચોતરામાં રણસ્થંભ રોપ્યો, મેલ્યો હરીહિરોતે ઠામ;
જીવ ઇશ્વરની ફોજરે ઉભી, કરવાને સંગ્રામ;
કાયર દેખી કંપેરે, એ પ્રાણ તજે પલમાં. હરીજન૦ ૩
કામક્રોધ લોભ મોહરે કપટ, એ પાંચનું બળ અપાર;
દેવ સરીખા કોઇ જીતિ ન શકયા, ઇંદ્ર સરીખા પામ્યા હાર;
પાંચેની હાકો વાગેરે, ડંકો ચઉદ ભોવનમાં. હરીજન૦ ૪
શરવણ ડંકો જયારે રણતુર વાગ્યો, ત્યારે સુરે ધરી નહિ ધીર;
જનમ મરણની ડોટરે મેલી, સનમુખ આવ્યો સુરવિર;
ભજન રણમાં પડયોરે, પતંગ જેમ દિપકમાં. હરીજન૦ ૫
પ્રેમા ખડકે માર્યાં કામક્રોધને, વૈરાગે જંજાળ મોહકામ;
સત સમશેર લોભ કપટને માર્યા, પાંચેને ઠેરે ઠામ;
આશા ત્રસણા ડાકેણોરે, તેને મારી તેજ રણમાં. હરીજ૦ ૬

કઇડી કમાન ખેંચી કૃષ્ણ કલ્પના, સુરતાએ સાંધ્યું રામબાણ;
ગુરૂગમ ગોસાં એ ભેગાં કરી મારે, સુરતાથી પાડ્યું નિશાન ;
હુંની હિરો લીધોરે, કર્યો પોતે કબજામાં. હરીજન૦ ૭
નિશ્ચે નારાયણ વશ કર્યા ત્યારે, જેજેકાર જશ ગવાય;
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, તેજમાં તેજ સમાય;
અરૂપ થઇને બેઠારે, એવા કોઈ સુરા લાખોમાં. હરીજન૦ ૮

પદ ૪૨. ગરબી.

તેરે દરસનકી પ્યાસી, હરી મેં તો તેરે દરસનકી પ્યાસી ટેક.
કોટિક તિરથ તેરે ચરણમાં, ક્યાંરે કરૂં જાય કાસી. હરી૦ ૧
સ્વાતીકે જલ બિના બપૈયા, બારે માસ ઉપાસી હરી૦ ૨
તેરે દરસન વિના મુજ ન સોહાવે, આઠોહી પેર ઉદાસી. હરી૦ ૩
તેરે દરસનકુ સબ કોઇ ધાવે, ભ્રમારોપ કઇલાસી હરી૦ ૪
જો કોઇ તેરે દરસન પાવે, ઉનકુ નહિ ચોરાસી. હરી૦ ૫
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, દાસનકે હુમ દાસી. હરી૦ ૬

પદ ૪૨. ગરબી.

નિખશિખ દેખી નિરખુ તમને, સામળીઆ રણછોડરે, એ રાગ.
બાઇ જીભ્યા શિખ દેઉં છું તમને, ભજન કરો ગોવિંદનું રે;
આ તન જોબન સ્વપના વત છે, ફરી નહિ આવે આવું ટાણું રે. બાઇ
ઘી સાકર હરી ભજવા રે મારે, કાંઈ કાંઈ આપુ ખાણું રે; બાઇ.
સ્વાસોસ્વાસે હરીને ભજીને, ભવનું કાપો મેણું રે. બાઈ.
શેશ મહેશ્વરને સુખદેવ જોગી, તેમની તે જીભ્યા વખાણું રે; બાઇ.
એ પ્રમાણે ભજન રે કરશો, ત્યારે તો તમને વખાણું રે. બાઇ.
ભજન કર્યામાં આળસ કરશો, ખેંચીને બાહેર તાણું રે; બાઈ.
આ શિક્ષા જે સત્ય જ માને, તેનું હરી ચરણે ઠેકાણું રે. બાઈ.
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, સાચું તે હરીનું બાનું રે બાઇ. ૬

પદ ૪૩. ગરબી. (રાગ ઉપર પ્રમાણે. )

આંખલડીરે હું તો તુજને કહું છું, નિરખો શ્રી નવલકિશોરીરે;
નવલ કિશોરને એમ નિરખજો, ચોર કરે જેમ ચોરીરે આં. ૧
નવલકિશોરને એમ નિરખજો, જેમ નટ દ્રષ્ટે દોરીરે. આં. ૨
નવલકિશોરને એમ નિરખજો, જેમ ચંદ્રાને ચકોરીરે. આં. ૩
એમને મુકીને બીજાને નિખરશો,તોતમને નાંખીશ ફોડીરે.આં. ૪
આ પ્રમાણે જે કોઇ નિરખશે, તે તો વૈકુંઠ જાશે દોડીરે. આં. ૫
દાસ નારણશીંગ ગુરૂ પ્રતાપે, મારે અખંડ વ્રજની જોડીરે.આં. ૬

પદ. ૪૩ ગરબી. (રાગ ઉપર પ્રમાણે.)

તેરી સામરી સુરતપર જાઉંમેં વારી, રણછોડરાય રંગીલારે;
પ્યારે રણછોડરાય રંગીલારે- તેરી૦
મકરકુંડળ વાકે કાંને બિરાજે, કપાળે કેસર ટીલારે. તેરી. ૧
મોરમુગટ વાકે જરકશી જામા, પેહેર્યાં પિતાંબર પિલાંરે.તેરી.૨
છબી તુમારી મેં કયાં વર્ણું, અદભુત તેરી લીલારે. તેરી. ૩
દાસ નારણશીંગ દરસન કરકે, કલીકલીને મનખીલારે. ૪

પદ ૪૪. ગરબી. (રાગ ઉપર પ્રમાણે.)

તેરી જટાજડાવ બિચ ગંગા બિરાજે, અંગભભુત શિવજીધેરી;
ચંદ્રમાકો તિલક ધર્યોહે,ગલે બિચ રૂંઢમાલા પેહેરી. તેરી. ૧
બાઘંબર પિતાંબર પેહેરે, આડબંધમાંરેહે સરપઝેરી. તેરી. ૨
આધે અંગમાં ભસ્મ બિરાજે,આધે અંગમે ઉમીયા ગોરીતેરી.૩
આકધંતુરા શિવ ભાંગ ચબાવે, સદા મગન રહે શિવલેહેરી. તે.૪
શિવશંભુ જો દરસન દો તો, મીટે ચોરાશીકી ફેરી. તેરી. ૫
દાસ નારણશીગ કહે કરજોડી, મોએ દરસન દીજે જટાધારી.૬

પદ ૪૫. ગરબી. ઓધવજી સંદેસો કહેજો સ્યામને એ રાગ.

ધણાને મોહ્યારે ગોરી તારે ઘુંઘટે, મોહ્યામોહ્યા બ્રહ્માવિશ્નુ મહેશજો;
દેખીને મોહ્યારે સર્વે દેવતા, સત્ય જાણીને મોહ્યાછે વળી શેશજો ધણા.

ચોવીસે તત્વનો પેહેર્યો તે તો કંચવો,
ચચળ ચણીયો ચીંતા પેહેર્યાં ચીરજો;
માયાને આવરણનું ઓઢયું ઓઢણું,
તને દેખીને મોહ્યાછે શુરવિરજો. ઘણાને૦ ૧
કરમાંને ચુડોરે પેહેર્યો કાંઈ કાળનો,
વળી ચુડો આંસોને વિષે વેહેવારજો;
આભુષણ પેહેર્યાંરે અંગે આપતાં,
તેને દેખીને મોહ્યોછે સંસારજો. ઘણાને૦ ૨
નાકેને વાળીરે પેહેરી જુગ મોહની,
આંજયું તેં તો અજ્ઞાન કાજળ આંખજો;
લટકેને મોહ્યારે જીવ ચઉદ લોકના,
સર્વે મુવા જેમ તેલમાં પડીને માંખજો. ઘણાને૦
ગુરૂ ગમ હોય સોહી નર ઉગર્યો,
અંતર છુટી માયા કેરી આશજો;
નિરાશે નારણશીંગ વળગ્યો નામને,
આપો હરી મને ચરણ કમળમાં વાસજો. ઘણાને૦

પદ ૪૬. (રાગ ઉપર પ્રમાણે.)

પરનારી પરનીંદા ત્રીશાને તજો, તે જનકરછે પોતાનું કલ્યાણજો;
સમદ્રષ્ટી સર્વેપર મનમાં આણવી,
ભાવ કરીને ભજીએ શ્રી ભગવાનજો. પરનારી૦ ૧
પરનારીની કાજે ભસ્માસુરને, ભસ્મ કર્યો ધરી મોહનીરૂપ મોરારજો;
ઈંદ્રને ચંદ્રને કલંક લાગીયાં,
છળવા ગયાતા ગૌતમ કેરી નારજો. પરનારી૦ ૨
પરનારી નાગણી જેને આભડે, તેના જીવની મોટી થાએ હાણજો;
જીવતાંને સુધીતો કાળજડુ કોરશે,
મુઆ પછી તેનેનાંખે નરકની ખાણજો પરનારી૦ ૩

પરનારીને કાજે હરી કોપે ઘણું, કાત્યું પિજ્યું પલમાં કરેકપાસજો;
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપથી,
સર્વ તજીને ભજીએ શ્રી અવિનાશજો. પરનારી૦ ૪

પદ ૪૭. ગરબી. ( રાગ ઉપર પ્રમાણે ).

મને ઘણુાને નચાવ્યો મારા નાથજી,
હવે તો કરૂણાસિંધુ કરો કાંઇ મેહેરજો;
લખરે ચોરાશી ગઉની કુદડી,
ફરી ફરીને ચઢીઆ મુજને ફેરજો. મને. ઘણુાને૦ ૧
મને વેશને લેવરાવ્યા હરી અતિ ઘણા,
રંગ બેરંગી પેહેરાવ્યા પોશાગજો;
આભુષણ પેહેરાવ્યા કુએ કરમના,
અજ્ઞાન કાજળ આંજ્યુ મારે આંખજો. મને. ઘણુાને ૨
કુસંગના ઘુઘરારે પગમાં બંધાવીઆ;
વિષય તિલક કીધુ મારે કપાળજો;
ગાણાને ગવરાવ્યાં અવિદ્યાતણાં,
કરમાં લેઇને કામ ક્રોધની તાળજો. મને. ઘણુાને૦ ૩
આશાને વચનેરે મને બંધાવીયો,
મુજને મળ્યા ત્યાં કુડા કપટી લોકજો;
રાતને દિવશે મુજને નચાવીયો,
નાચી મુવોને મેહેનત ગઈ મારી ફોકજો. મને. ઘણુાને૦ ૪
નાચને નચવવો તમારા હાથમાં,
જેમ કરો તેમ સર્વે તમથી થાયજો;
અવિદ્યા કાઢીને સબુદ્ધિ આપજો,
સત સંગ સંતોષ ઠરવાનો ઉપાયજો. મને. ઘણુાને૦ ૫
હરી તમારે પરતાપે ગુરૂદેવ ભેઠીઆ;
એમણે કહી મને શિખામણની વાતજો,

કહે દાસરે નારણશાગ ગુરૂ પ્રતાપથી,
હરી અમારો ત્રાસોને હવે હાથજો.

પદ ૪૮.

પામર તું પ્રાણી હરી ભજને વેહેલો વેહેલો.
મિથ્યામાયામાં શું ભરમાયોરે, પડપંચ સર્વે તારા મેલો. પામર
રાજા ધર્મધેર લેખાં લેવાશેરે, ભુલી જશો સર્વે ફેલો. પામર ૨
રજા ધર્મધર જીવનેરે જાતારે, નથી મારગ કાંઇ સેહેલો. પામર ૩
વૈતરણી ત્યાંતો વસમી ઉતરવીરે, જમડા આવીને મારે ઠેલો. પામર
માતપિતા સુત સાથે નહી આવેરે, જીવડો જાશે એકીલો. પામર
ધનદોલત તારી સાથે નહી બાંધેરે, તાંબાનો એક ગાવેલો પામર
મુનપાદેહ તારે હાથ નહી આવેરે, એ મળવો દોહેલો પામર
મુનપાજન્મ તારો વહ્યોવહ્યો જાયછેરે. પહોરરહ્યો છે અકછેલો પા.
દાસ નારણશીંગ કહે સર્વે તજીનેરે, હરીભજવો તારે પેહેલો. પા

પદ ૪૯. (રાગ ઉપર પ્રમાણે.)

મન તાંણી બાંધો રામ નામ નારે ખુંટે.
સગાંસબંધી તારાં ટોળે મળીનેરે, અમુલખ અવસર તારો લુટે મન
કાચી કાયા તારી કાચનો કુંપોરે, પડતાં પહેલાં જોને ફુટે. મન
મુનષા દેહ ધરી હરી નહિ ભજતોરે, જમના રાજાતે તને કુટે મન.
જેમ ભજાય તેમ હરીને ભજીલેરે, પલપલ આયુષ તારૂં ખુટે મન.
રામ ભજ્યાવિના મુકિત નહિ પામોરે, લખચોરાશી નહી છુટે મ૦.
જપતપ તિરથનો પાર નહી આવેરે, ફરતે ફરતે પગ ટુટે મન.
ચારે વેદને અટરે શાસ્ત્ર, રામ નામની પુંઠે. મન.
દાસ નારણશીંગના રૂદેકમળમાંરે, રામ નામ શબ્દ ઉઠે. મન૮

પદ ૫૦.

મેંતો ભાગ્યુંરે જગત કેરૂ નાતુ, પાડયુ નંદકુવર સથે ખાતુ;
મને કૃષ્ણ વિના નથી રહેવાતું, મેંતો ભાગ્યુંરે જગતકેરૂનાતુ.

મારે સંસાર સુખ નથી ભોગવવુ, મારે હરીના ચરણ ચિત્તપરોવવું
મારે જનમ મરણનું દુઃખ ખોવું. મેં તો૦ ૧
મારે જોગી થઈને વન નથી જાવું, મારે ભીક્ષા કરીને અન્ન નથી ખાવું
મારે શેવા સ્મરણ હરીના ગુણ ગાવુ. મેં તો૦ ૨
મારે સંતસમાગમ નીત કરવુ, સુદ્ધ ચિત્તે હરીનું ધ્યાનન ધરવું
એના નામ થકિ મારે તરવું. મેં તો૦ ૩
મે તો હરીના ચરણ પરસ કીધા, એમના ચરણપખાળી ચર્ણામ્રત પીધાં
તેમાં કારજ મારાં સરવે સિધાં. મેં તો૦ ૪
મારા હરીનું કર્યું તે સરવે સરખુ, તેમાં કોને નં દુને કોને પરણુ;
રાધા કૃષ્ણ દેખીને મારે મન હરખુ મેં તો૦ ૫
કહે છે બ્રિજને વૈકુંઠ બહુ સારી, રાધાકૃષ્ણ ઉપર નાખુવારી;
રાધા કૃષ્ણની છબી મને લાગે પ્યારી. મે તો૦ ૬
મારે નજરે જોયું મેં નિહાળી, મે તો જ્યાંરે જોયા ત્યાં શ્રીવનમાળી;
એમના વિના નથી કાંઈએ ઠામ ખાલી. મે તો૦ ૭
મને સંત મળ્યા એક સોહાગી, મારા મનની ભ્રાંતી ભાગી;
મારી સુરતી સામળીઆસુ લાગી. મેં તો. ૮
મેં તો ધણી કર્યા ગરૂડા ગામી. હુ તો દાસને હરી મારા સ્વામી;
દાસ નારણશીંગને નથી રહી ખામ' મેં તો૦ ૯

પદ ૫૧.

હરી અમારે હીરદેમેં આ ગએ નામ નારાયણ લેનારે; [નારે.
નામ નારાયણ લેનારે, હરી અમારે હીરદેમે આગયેનામનારાયણલે
હરી અમારે હીરદેમે આગએ, સુદીર સ્યામ સપોંણારે. હરી૦ ૧
સામરી સુરત વાંકી મધુરીસી મુરત, રસ ભરે ઉનકે નેનાંરે. હરી૦ ૨
હરી નામ વિના ખટ રસ ભોજન, લુંણની નાજ્યુ અલુણારે. હ૦ ૩
લોક લાજ અમ સબહી છાંડકે, હરી ચરણ ચીત દેનારે. હરી૦ ૪

દાસ નારણસીંગ કહે ગુરૂ પ્રતાપે. મેરે હરીભજનમાં રહેનારે.હરી૦૫

પદ પર.

શરણે તે હરી અમે આવીઆ શ્રી નાથજીરે. હરી કરજોઅમારીસાથ
શરણમાં આવીઆ શ્રી નાથજીરે.
કામ ક્રોધ પીડે ઘણા શ્રી નાથજીરે, માયામારેછે મોહના બાણ.શ૦
જપ તપ તીરથ નથીકર્યા શ્રીનાથજીરે,નથી કર્યા ગંગાનાઅસ્નાન. શ
વીપ્રને ઘેર તેડયા નથી શ્રીનાથજીરે, નથી આપ્યા ગાયોકેરાદાન. શ૦
ભુખ્યાનેભોજનનથીઆપીઆંશ્રીનાથજી,નથીઆપ્યા સાધુનેકદીમાન
સુક્રીત નામે નથી કર્યા શ્રીનાથજીરે, ત્યારે હુતા અમે અજાણ. શ૦
સત ગુરૂએ શબ્દ ભણાવીઆ શ્રીનાથજીરે,ત્યારે આવી સુધને સાન.
ગુરૂ પ્રતાપે હરી ભેઠીઆ શ્રીનાથજીરે,આપ્યું નામતણું એધાંણ. શર૦
પુન્યતણો તો મારો પાર નથી શ્રી,થઇ નામતમારી ઓળખાણ. શર૦
ભવસાગરમાં તારજો શ્રીનાથજીરે, બેઠા નામ તમારે વાહાણ. શર૦
અડધે તે નામે ઓધરી શ્રીનાથજીરે,આપ્યું ગુણકાને વેમાન.શ૦૧૦
શરણે આવ્યાને હરી તારજો શ્રીનાથજીરે,તારા બાનાનું પરમાણ. શ૦
દાસ નારણસાંગકહે કરગરી શ્રીનાથજીરે,રેહેજો રાતદિવસ મને ધ્યાન.

પદ પ૩.

તારૂ સારૂ તે કેમ કરીને થશેરે, કદી ભાવેના ભજયો ભગવાન
તારૂ સારૂ તે કેમ કરીને થશેરે.
ગર્ભવાસમાં તે દુખ ઘણું પામીઓરે,તેનું ભુલી ગયો કેમ હવે ભાન.તારૂ
દયાળે દયા કરીને તને કાઢીઓરે, હવે વિસાર્યા સારંગપ્રાણ. તારૂ.
હવે તું હરીભજન થકી લાજતોરે, પાળે લોક લજજાની તુંતો આણ.તારૂ
હવે તું હુંકાર ભરેલા બોલ બોલતોરે,નવ તજયો હૈયાનોઅભીમાન.તારૂ
કદી તીરથ વ્રત તમે નવ કર્યારે, નવ કર્યાં ગંગાના અસ્નાન. તારૂ.
કદી વીપ્રને ઘેર તેડયા નહીરે, નવ આપ્યાં ગાયો કેરાં દાન. તારૂ.

કદી ભુખ્યાને ભોજન નવ આપીયાંરે, નવ આપ્યા સાધુને કદી માન. તા.
જયારે જમના કીંકર ઝપટાવશેરે, તારૂ કોણ આવે ત્યાં આગેવાન. તા.
તને જમના રાજા તે ઘણું મારશેરે, મારી મારીને કાઢે તારો ઘાણ. તારૂ.
તને બળતે થંભેથી વળગાડશેરે, પછે નાંખે નરક કેરી ખાણ. તારૂ.
તને કોટીક વેળાએ કાળ ખાઈ ગયોરે, તોએ હજુ ના આવી તને સાન.
દાસ નારણસીંગ કહે કરગરીરે, ભજ હરી કહું તું મારૂં માન. તારૂ.

પદ ૫૪.

જાગી જાગી મોહુન મેં જાગી, તેરી સબદમે સુરતા લાગી, જાગી.
સુણી મદનમોહુન તેરે બનસે, મેરે મન મિટગયે શંસેરે. જાગી ૧
બનસી બાજી શ્રીજમુનાકે આરે, મેરે હોગઈ કલેજેકે પારરે . જાગી
તેરી બનસીકો શબદ હે જોર, હુવો ચોદ ભોવનમાં સોરરે. જાગી. ૩
તેરી બનસીકો શબદ જયાં બોલે, સુણી શીવ બ્રહ્માદિક ડોલેરે. જાગી
તેરી બનસીકી અમરત બાણી, કોઇ સંત સોહાગીને જાણીરે. જાગી. ૫
એસી બનસી બજાઈ જદુબીર, મેરે મનકુ કરદીયા થીરરે જાગી. ૬
કેહેદાસ નારણસીંગ જન, તેરી બનસીમે મોહ્યા મેરા મનરે. જાગી. ૭

પદ ૫૫—રાગ રઘુપતી રામ રૂદેમાં રેહેજોરે.

શ્રી નરહર નામ જપો એક સારરે, જેના નામેથી ઉતરો પાર,
શ્રી નરહર નામ જપો એક સારરે. ટેક.
ગર્ભવાસમાં કર્યો કરારરે, સ્વાસે સ્વાસે ભજીશું મોરારરે;
તેમાં તમે ના પાળ્યું લગાર, શ્રી નરહર. ૧
મન રામ નામને તું જાણરે, કરો દયા ધરમ કાંઈ દાનરે;
રાખો રૂદયકમળમાં ધ્યાન. શ્રી નરહર. ૨
પશુ મીટી કર્યો તને નરરે, સ્વાસે સ્વાસે ભજો હરીહરરે;
નીકર અવતરશો પાછા ખર. શ્રી નરહર. ૪
જમ થઈને તે આવશે દાણીરે, ગર્ભવાસમાં જેની જમાનીરે;

ત્યારે નહી રેહે આ મુખનુ પાણી.          શ્રી૦ નરહર૦ ૫
નામે ગુણકાને ગતિ આપીરે, નામે તાર્યા હરીએ ઘણા પાપીરે;
નામે ધ્રુવને લીધા થાપી              શ્રી નરહર૦ ૬
મહિમા નામ તણાછે ભારીરે, ભજે રૂષિ મુનિને બ્રહ્માચારીરે;
નામે સાકોને લીધા તારી.              શ્રી નરહર૦ ૭
સુનપા દેહી ના આવે ફરીરે, ભજ ગુરૂ પ્રતાપે શ્રીહરીરે;
દાસ નારણસિંગ કહે ખરી.              શ્રી નરહર૦ ૮

પદ ૫૬.

મન નિશ્ચે થયુંરે, મન નિશ્ચે થયુ રામનામ તો લાગે મુજને સારૂ
રામ નામ વિના જયાં દેખું ત્યાં માયા કેરૂં લારૂ.          ટેક
જપતપ તિરથનો નાવે પાર, ખટશાસ્ત્રોને પેરે ચાર;
તેમાં નામ હરીનું મેં જોયું સાર.              મન૦ ૧
ઘરમાં વસ્તુને તું તો બાહાર ફરે, તેમાં કારજ તારૂં ના સરે;
કરો સતસંગ મનના સંશે હરે.              મન૦ ૨
લેદિનતા ને તજીદે અભિમાન, હરી તુજમાં તું નિશ્ચે કરી જાણ;
જેમ લોહુને ચમકનો પાહાણ.              મન૦ ૩
કરો ઘટમાં ગુરૂગમનો પ્રકાશ, અવિદ્યાનો થાએ સઘળો નાશ;
ભજો હરી નામ રાખી વિસ્વાસ.              મન૦ ૪
રહો સુદ્ધ ચેતન તુરીયાઆ પદે, એમ ધ્યાન હરીનું ધરજો રૂદે;
મળે હરી વેદ ચાર વાણી વદે.              મન૦ ૫
રાખો સુત ચિત્તને આણંદ ભરપુર, કાઢો કામક્રોધ કપટનેકુડ;
ભજો નામ હરી નથી કાંઇ દુર.              મન૦ ૬
બે અક્ષરને જે કોઇ કળે, તેની લખચોરાશી નિશ્ચે ટળે;
થઈ હરી રૂપ હરીમાં ભળે.              મન૦ ૭
કહે દાસ નારણશીંગ ગુરૂ પ્રતાપ, મારા ત્રિવિધીના સમ્યા તાપ;
મારે રામ નામનો જપવો જાપ.              મન૦ ૮

પદ ૫૭

ખીજવત હે બલવીર, માડી મોકુ ખીજવત હે બલવીર; ટેક.
નંદબાબા ગોરા ને જસોદાજી ગોરી, તુમ કયું શામ શરીર; માડી ૧
જુમનાજીકે ઠોર ઠાડે હે, બનસી બજાવે જદુવીર; માડી. ૨
કૃષ્ણબાબા કાલે ને કાલા કામરાઆ, કાલે શ્રી જુમનાકા નીર; માડી ૩
બીંદરાબનકી કુંજ ગલનમાં, રાધે સુરી જદુવીર; માડી. ૪
દધી બેચનકું જાતી ગોવાલનુ, ગોપી કે છીન લીએ ચીર; માડી. ૫
દાસ નારણશંગ કહે ગુરૂ પ્રતાપે, કહેસે રાખો મનધીર. માડી ૬

પદ ૫૮.

મુને લાગી લટક ગુરૂ ચરણકી,
ગુરૂ ચરણકી હરી ભજનેકી, મુને લાગી લટક ગુરૂ ચરણકી. ટેક.
ગુરૂ ચરણસે પાપ હટતહે, ફોજ હટે જમ રાજાકી. મુને૦ ૧
ગુરૂ ઉપદેસ સબ ગુણ પાવે. ખબર પડે અગમકી. મુને૦ ૨
ભવસાગરમાં પાર ઉતારે, નાવ મીલી રામનામકી. મુને૦ ૩
ભ્રમ કમાડ ત્યાં લેખુ લેજાહેગે કુચી દીની ગુરૂ જ્ઞાનકી મુને૦ ૪
દાસ નારણશંગ કહે ગુરૂ પ્રતાપે, અંખી હોવેગી રાધે કૃષ્ણકી. મુ૦

પદ. ૫૯ રાગ ગરબી.

સુખમાં સુખમાં સુખમાં હરીહરી બોલ બોલ સુખમાં. એરાગ.
હરી ગુણ ગાઇલે ગોવીંદકે,
ગોવીંદકે ગોવીંદકે ગોવીંદકે. હરી ગુણ ગાઇલે ગોવીંદ કે. ટેક.
રામ રસાયણ પીલે પ્યારે, હેત હૃએમે ધરકે. હરી૦ ૧
મસ્ત ફીરે સુખ પાવે જુગમાં, કાટ ફાંસ ભવ ફંદકે. હરી૦ ૨
કાળ કરોધકું ત્યાગ કરો સબ, તાપ ટલે તેરે તનકે. હરી૦ ૩
સ્વાસે સ્વાસે રામ રટણ કર, કયા કરે દુત ધરમકે. હરી૦ ૪
મેં નહી કેહેતા બેદ પોકારે, અક્ષર દેખ શાસ્ત્રકે. હરી૦ ૫

દાસ નારણશાગ ગુરૂ પ્રતાપે, કીલે જીતો ધરમકે. હરી૦ ૬

પદ ૬૦ રાગ ગરબી.

મારૂ મન મોહનશુ રાજી.

એના ચરણ કમળ રહીશુ બાઝીરે મારૂ મનમોહનશુરાજી. ૧
છેલ છબીલાની છબી જોઇને, કોટી કામ રહ્યા લાજીરે. મારૂ૦ ૨
દરજોધનના મેવા ત્યાગીને, ખાધી વીદુર ઘેર ભાજીરે મારૂ૦ ૩
એવા હરીની સાથે હરીરસ પીતાં, પાપી રહ્યાછે મુવા દાઝીરે. મા ૪
હરીજનદેખી જેનું હઇડુ ન હરખ્યું, એનીઆંખોમાં ગા લુણુસાજીરે
હરીજનનીજે નીંદા કરેછે, તે ખાશે જુતીઓ ઝાઝીરે મારૂ૦ ૬
દાસનારણશીંગ કહે હરીનહીભજોતો, ઝીતેલી હારશો બાજીરે.

પદ ૬૧. રાગ ગરબી. મારૂ મન.૭

રણછોડજી કાનડ કાળા, મારા પ્રાણ થકી ઘણા વાહાલારે. રણ૦
અધમ ઓધારણ અહલ્યા તારણ, દીન દયાળુ દયાળારે. રણ૦ ૨
હરીજનની પ્રભુ વારે ચડો છો, ગોબ્રાહ્મણ પ્રતી પાળારે રણ૦ ૩
ભ્રગુ રૂખીની લાતો ખમીને, ઉલટા કર્યા કાલાવાલારે. રણ૦ ૪
અવગુણ તજીને જે ગુણને ગ્રહેછે, એ ઠાકોર ડાકોરવાળારે રણ૦૫
એવા હરીનું જેણે સમરણ નાકીધું, તેના કપાળે ઘસજ્યા લાહાળારે
સરણે આવ્યાને હરી શરણું દેયાછો, નામ કહેવાયાનાપાળારે. ૭
દાસ નારણશીંગને કરૂણારે કરજો, રાતદિવસ જપે માળારે. રણ૦

પદ ૬૨ રાગ ગરબી.

વાહાલા લાગે રણછોડ, ઓ બેની મને વાહાલા લાગે રણછોડ;
જેને ભ્રગુ લાંછનની ખોડ, ઓ બેની મને, વહાલા લાગે રણછોડ.
ચાલો બેનીરે આપણ ડાકોર જઇએ, મને હરી નિરખવાના કોડ ઓ.
વાટમાં મોદીનુ કાંઇ હાટ નથીરે, ભાથા પોથા લેજો જોડ. ઓ૦
ડાકોર નાથના મારગ જાતાં, વચમાં લુટેછે ઘણા ચોર. ઓ૦

ભોમીઓ પુરૂશ મેંતો સાથે રાખ્યોછે,જેનું માહાપરછંદછે જોર.ઓ૦
વેરાગ મારગમાં પ્રેમ પગ રસ્તે, જઇને પોહોચાડે તે ઠોર. ઓ૦
નીશ્ચે કરીનેનારાયણ નીરખો, પછી નીરખ્યા કરોને નિશ ભોર.ઓ૦
જેનું તે રૂપ કોઇ કળી ના શકે, ઉગ્યા રવી શશિકે જાણે ક્રોડ. ઓ૦
એ હરિ વીનાતો મને કાંઇએ ન સુજે, સઘળે અંધારૂ ઘોર. ઓ૦
એવા હરીથીજેણે પ્રિત નવ કીધી, એને પશુ પંખીકે કહીએઢોર ઓ૦
દાસ નારણશીંગ કહે ગુરૂપ્રતાપે, હરિ ચંદ્રને હું થઉ ચકોર ઓ૦

પદ ૬૩ ગરબી.

અજ્ઞાની અંધા માની રહ્યો છે મારૂં મારૂં
તમારી અસ્ત્રીને કોઇ કોહેશે મારીરે, કેવુ લાગે તમને ખારૂ. અજ્ઞા૦
હરીની લક્ષ્મીને તમે કહોછો કે મારીરે,કેવું બોલોછોઆડુ આડુ. અ૦
હરિની વસ્તુ તે હરીને સમરપીદે, બાકી રહે તેતો તારૂ અજ્ઞા૦
દોલત દુનિઆને માલ ખજાનારે, મીથ્યા માયા કેરૂ લારૂ અજ્ઞા૦
મીથ્યા માયા તારી ઉડી તે જાશેરે, જેમ અગ્નિમાં ઉડે દારૂ. અજ્ઞા૦
અંત સમે મેંતો કોઇને ન જોયારે, ધનનું ભરાવી જતાં ગાડુ અજ્ઞા૦
પાંચ તત્વ તારા વેરાઇ જાશેરે. દેહીનું થઇ જશે છારૂ. અજ્ઞા૦
કાળ તમોને તાકી રહ્યોછેરે, જેમ ઉંદરને બલાડુ. અજ્ઞા૦
કાળની ફોજ જયારે ચડીને આવશેરે, જમ કીંકરનું ધાડુ. અજ્ઞા૦
જમના કીંકર જયારે તમને ઝપટાવશેરે, હરિવિના કોણ આવે આડુ૦
હરી ભજવાનુ તમને કેમ નહી સુઝેરે અજ્ઞાન કેરૂ છે અંધારૂ. અજ્ઞા.
મેલીદો મુમતાને દિન થઇનેરે, હરિ ભજોતો ઘણુ સારૂ. અજ્ઞા૦
દાસ નારણશીંગ કે ગુરૂને પ્રતાપેરે, રામ નામને ઉચારૂ અજ્ઞા૦

પદ ૬૪ ગરબી

નંદલાલા અમેતો તારા દાસડીઆ,
દાસડીઆની પુરો આસડીઆ, નંદલાલા અમેતો તારા દાસડીઆ
જે મુખ હરીનું નામ નહિરે, તે મુખ ઉપર ખાસડીઆ. નંદ૦ ૧

ખટ માસની વાહાલેરૂજનીરેકીધી, ગોપીસંગાથેરમ્યારાસડીઆ. નં૦
ધરૂ અમગીખ પ્રલાદ ભભીક્ષણ, જાણીપોતાના કરી સાહેડીઆ. નં૦
નારણશીંગ પ્રતાપ કહેકાસમ, રૂદીઆમાં કરો મારીવાનડીઆ. નં૦

પદ ૬૫ ગરબી.

ઘટહિમાં નટવર ન્યારા મોએ લાગત પ્યારા.
અડસઠ તિરથ ઘટમાં જ્યાંતિ, ઘટસે ના કોઇ બાહા મોએ૦
ઘટહિમાં ગંગાને ઘટહીમાં જમુના, ઘટમાં તરવેણીકી ધારા મોએ૦
ઘટહિમાં દેવલ ઘટહિમાં સેવા, ઘટહિમાં ઠાકોર દવારા મોએ૦
ઘટહિમાં ચંદા ને ઘટહિમાં સુરજ, ઘટહિમાં નવલખ તારા મોએ૦
ઘટહિમાં ગીતાને ઘટહિમાં ભાગવત, ઘટહિમાં પુરાણ અઢારા. મો૦
દાસ નારણશીંગ કહે ઘટહિમાં નીરખુ, ગુરૂગમ કરકે ચારા મોએ૦

પદ ૬૬. રાગ ધોળ.

જીવ સમરણ કરોને સિતા રામનુ
કર્યા વિના કશુએ ન થાય.
ઓ જીવ મારા સમરણ કરોને સીતારામનું.
દત આપ્યા વિના તો દત નહિ મલે,
કણ વાવેતો શહસ્ત્ર કણ થાય ઓ જીવ મારા ૧
જીવ બાવળના વરખ તે વાવિઆ,
તેમાં આબાનાં ફળ કયાંથી થાય. ઓ જીવ મારા૦ ૨
કદિ સંતસમાગમ તમે ન કર્યો,
તમને જ્ઞાન તે કેમ કરી થાય. ઓ જીવ મારા૦ ૩
તારા હરદામાં હરિને દેખો નહિ,
તમો દેખોતો તમને દેખાય. ઓ જીવ મારા૦ ૪
હરી અજ્ઞાનને અંધારે છુપી રહ્યા,
જેમ કુંદન કનક ઢંકાય. ઓ જીવ મારા૦ ૫

પ્રભુ પંખામાં પવન વશી રહ્યા,
પંખો ફેરવો તો પવન વાહાય. આ જીવ મારા૦ ૬
જીવ વંટોળીઆની સમાનછો,
ગાંઠ છુટે તો પવન પરખાય આ જીવ મારા૦ ૭
દાસ નારણશીંગ કહે હરીને ભજો,
હરી ભજતા હરિ રૂપ થાય. આ જીવ મારા૦ ૮

પદ ૬૭ ગરબી.

બાઈ ચિંતા કરો હરી ભજવાની. હરી ભજવાની કુડ તજવાની. બા૦
અનંત જુગ વિતે આ દેહ મલીછે, ફેર ફેર નથી મલવાની. બા૦
આ અવસરમાં જે હરિને વિસારશે, જનમજનમથશે ભટકાની. બા.
કુડ કપટ તજીને સત્ય ચાલો. જમરાજાથી નહિ ડરવાની. બા૦
નિશ્ચે કરો દેવાને નિસ્ચે કરો શેવા, નિસ્ચે નિશાની તરવાની. બા૦
નિસ્ચે કરી જે હરિને ભજેછે, હરી સ્થાપે તેને પટરાણી બા૦
દાસ નારણશીંગ કહે ગુરૂપ્રતાપે, શિક્ષા કહિ રામ રીઝવાની. બા૦

પદ ૬૮ દાનલીલા.

રોક રહે બ્રજકિ સખિયાં, દાન દધિકો લેતે ગિરધારીરે; ટેક
ધનપતિ બેચન જાત દધી. બ્રિજ બેચન ગામમાં જારીરે.;
ના જાનું કબ ચલી જાયહે, બીરખુભાનકી દુલારીરે. રોક૦ ૧
હમ બ્રીજ બેચન જાત દધી. તુમ કાય રોકો ગિરધારીરે;
એ બાતનમે નફા નહિહે. કાયકુ રીત સંચારિરે. રોક૦ ૨
જો તુમ નારી બરસાનેકિ, હો નીરપતિ ગવારિરે;
દાન લગે સો દેહો હમારો, ફીરજાવને સખિઆ સારીરે. રોક૦ ૩
લુટનહાર ભએ અનાબે, છેલ બને ગિરધારીરે;
એ બાતનસેં ભેટ નહીં હમ. બરસાનેકી નારીરે. રોક. ૪
જોબનકિ મદમસ્ત ગોવાલન, બોલો બાત સંભારીરે;

લેઉ દાન ચુકાએ આજ સબ, છીન લેઉ તન સારીરે. ટેક. ૫
જો હમ નારી બરસાનેકી, દાન નહીં દેવે ગિરધારીરે;
જાય પુકારૂ કંસરાયસે, નાહક બાત બિગારીરે. ટેક. ૬
કંસ નિકંસ કરૂ એક છિનમાં, ઈયા બાત નહીં ભારીરે;
ઉગરસેનકુ રાજ્ય દેઉ મે, ભુતલ ભાર ઉતારીરે. ટેક. ૭
જો ઈતિનો પ્રતાપ લાલજી, ચોરી જાવ કરીરે;
દિન છોડાએ અમસબ ગોવાલન, જબબાંધીમેતારીરે ટેક. ૮
લિલા એક અનોપ બનાઇ, ભકત હેત વપુ ધારીરે;
નિજ ભવસાગર તારનકુ મેને, વિનલ કથા બિસ્તારીરે. ટેક. ૯
નાગર નવલ પ્રેમશુ લીની, દોઉકર કમલ પસારીરે;
જીમ શિવદિની બિના જપ જોગે, મિલગએ કુંજબીહારીરે ટેક. ૧૦
ભકતજનકુ લાડલડાકે, ગોવાલન ગોપિ સબ તારીરે;
દાસ નારણશીંગ કહે ગુરૂપ્રતાપે, જાઉ કૃશ્નચરણ બલીહારીરે ટેક. ૧૧

પદ ૬૯ ગરબી. રાગ ઉપર પ્રમાણે.)

ઈસતન ધનમાં મન કયા મોહ્યા, સ્વપનેકે સુખમાં સબહી ખોયા.
ઇસ તન ધનમાં.
સ્વાસ શરિરમાં આયા ન આયા, ક્યારે કરે તેરી ધન ઓર કાયા ઈ. ૧
અપને ખાતર મેહેલ બનાયા, આપહિ જાકે જંગલ બિચ સોયા ઈ. ૨
ગંગાજલ તેરે મનકો ન ભાયા, ખાડખાબોચમાં પ્રેમશું નાહ્યા ઈ. ૩
હરિકે ચરણ કદિ ચિતમાં નલાયા, હિરેકે બદલેમે કોડિજ પાયા ઈ. ૪
દાસનારણશીંગ કહે ગુરૂકી નહીં છાયા, ધિકપડયો જીને ગોવીંદન ગાયા એ

પદ ૭૦ ગરબી.

કાયકુ સુનિઓ બાત હમારી, ફિર ગઇ અખિયાં સાંચ તમારી. ટેક
કાયકુ સુનીઓ બાત હમારી.
હમતમ જનમલીઓ બ્રજગોકુલ, તુમભએ સાંમરે તો હમ ભઇ ગોરી.

ગલીયન ગલીયન હમદધિબેચન, તુમ ચડઆએ કાનાહાથીઅબાડી
વા દિનકી સુધ તમ કરો મોહન, જા દિન દેતે અમ લાખન ગારી કા.
પહિયા પડપડ રહેત હમારી, તોહુ ન કરતે હમતમસે યારી. કા ૫
દાસ નારણશીંગ ગુરૂ પ્રતાપે, કૃશ્ન ચરણકી મે જાઉં બલહારી. કા. ૬

પદ ૭૧ ગરબી.

રામનામ ધન લુટ, મન મેરે રામ નામ ધન લુટ;
ઉલટ સુલટ બીજ ડારો ખેતમે, આબી નિકળે ફુટ. મન. ૧
એ અવસરમાં હરિ કો બિસારે, પિછે સરજે ઉંટ. મન. ૨
મિથ્યા માયામાં પચહી રહેહો, છાડા એ માથાકુટ. મન. ૩
માયાકો ધન પાવપલકકો રામહિ ધન રહે અખુટ. મન. ૪
માયાકે બધસે કોઇ ન છોડાવે, ફિરિ આયો ચારે ખુટ. મન. ૫
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, રામ ભજન કર છુટ મન. ૬

પદ ૭૨ (રાગ ઉપર પ્રમાણે.)

તુમકુ ગમેસો ખરા, મેરા પ્રભુ તુમકુ ગમેસો ખરા;
મેં અપરાધી એક રંક બિચારો, શરણુ તમારે પડા. મેરે. ૧
કામ ક્રોધ લોભ એ કલજુગમાં, ભકતજનોકુ નડા. મેરે. ૨
મોહ મમતા માયાકે બંધસે, તુમકુ ગમે તો છોડા મેરે ૩
બંધ છોડા તો હરિ છોડ કરતાહો.તુમસે નહીં કોઇબડા. મેરે.૪
કોટિ જનમ મેરે ગએ ભટકતે, અજહુ નામ ઠરા મેરે. ૫
મે અપરાધી કછુ કહે ન શકતહુ. દયાકરોને એકજરા. મેરે ૬
દાસનારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, એ બાનાકીલાજધરા. મેરે. ૭

પદ ૭૩ રાગ સોહણી

હાંરે મન હરી ભજન નિત કરીએ,
સીતારામ રૂદેમાં ધરીએ હાંરે મન. ટેક
મુનખા દેહ દેવતાકુ દુરલભ,બારબાર નહીં મીલીએ હાંરેમન.૧

રામ ભજે વિના મુક્તિ નાહોવે, મરીએ ને અવતરીએ મન. ૨
હરિરસ પ્યાલા પ્રેમ કરી પીજીએ, મસ્ત મગન હોઈ ફરીએ ૩
સતસંગત કરો શ્યામકી શેવા, કૃશ્નસ્વરૂપ દેખી ઠરીએ મન. ૪
સ્વાસોસ્વાસ જો રામ ભજત હે, જમરાજાસે નહીં ડરીએ ગાન. ૫
દાસ નારણશીંગ કહે ગુ. પ્રતાપે, ભજન કરે સોઈ તરીએ મન. ૬

પદ ૭૪ ગરબી.

સમજ મન કહું છું સાંભળ એક વાત;
હરિ ભજી આણંદના કર સાર. ટેક.
દિવસ રાત મન હરિને ભજીલ્યો;
પછી થઇ જાશે પરભાત. સમજ. ૧
થનાર વસ્તુ નિશ્ચે થાશે;
પ્રારબ્ધ નહીં તારે હાથ. સમજ. ૨
શાને કાજે મન કરેછે ફુચારો;
બજીઆથી નવ ભરીંગ બાથ સમજ ૩
અટપટી આંટીને અવળી ગચવણી;
એવી માયા રચિ રઘુનાથ. સમજ. ૪
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે;
મેલો મન અંતરમાંનિ ભ્રાંત સમજ. ૫

પદ ૭૫ ગરબી.

હું તો શરણું તમારી આયોરે. હરિ મારા વહાર કરો, ટેક.
મારાં કુડ કપટને કાઢોરે હરિ ૧
કામક્રોધ મારી પુઠે પડ્યાંછે, માયા તમારીને વારોરે. હરિ ૨
મોહમમતા માયાનારે બંધથી, કરૂણા કરીને છોડાવોરે હરિ. ૩
વિશેના તાપમાં બળી રહ્યો છું, શિળસંતોપથી ઠારોરે હરિ ૪

મહાજલદરિયામાં ડુબિરહ્યોછું, દયાકરીને મનેતારોરે હરિ. ૫
દાસનારણશીંગ કેહે ગુરૂ પ્રતાપે, આ બાળનાની લાજ ધરાવોરે. ૬

પદ ૭૬ રાગ હોરિ.

ખેલો રામ નામસે હોરી.

જામે ઉરમત લાજરહોરી, ખેલો રામ નામસે હોરી.
કોઈતો ખેલે રંગ ગુલાલ, કોઈ ખેલે માટોડી;
તુમતો રામ નામસે ખેલો, મીટ જાય ચોરાસી ફેરી. ખેલો. ૧
ગમકી ખેરકા લેંઘા પેહેરો, સ્નેહ શણગાર ધરોરી;
સત સમરણકી સાડીકે પેહેરો, આણંદ ઉરપર ચોરી ખેલો. ૨
મન મીરદંગ જબ બાજને લાગે તનમેં તંબુરા બજોરી;
નીરત સુરત દોનું બજત સારંગી, તેહસે નીરત કરોરી, ખેલો. ૩
ધીરજ ડફતા લેકકે હાથી, ધ્યાનકી ધુમ મચોરી;
ચીત ચંદનકા ચોઆ અરગજા, કૃષ્નકી દેહસે મલોરી. ખે૦ ૪
કૃષ્ન કલપનાકી કેસર ઘોલો, સીલતાકે માટ ભરોરી;
પ્રેમ પીચકારી હરી સનમુખ મારો, લો રાધે કૃષ્ન રંગબોરી. ખે૦ ૫
પ્રાણ પતિસે હોરી ખેલનકુ, સતસંગ સખીઆં સજોરી;
જ્ઞાન ગુલાલ ઉડાવો મેરી સુજની, અબીલકી ભરભર ઝોરી. ખે૬
નિશ્ચ નારાયણ પેઉ બસ કરકે, ગુરૂકે જા ચરણ પરોરી;
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે પાવે રામકૃષ્નવર જોરી. ખે૦ ૭

પદ ૭૭. હોરી.

ભલાંરે ખેલો ગંગન મંડળમાં હોરી.
સુનો સબ સખીયાં મોરી, ખેલો ગગન મંડલમાં હોરી.
શીલ સણગાર ધરો મેરી સુજની, લાજકી માંગ ભરોરી;
જ્ઞાન ગુલાલ ઉડાવો મેરી સુજની, ધીરજ પાવ ઉધરોરિ;

હરી જખ જાયગો ઠગોરી. ખેલો૦ ૧
ટામણ ટુમણ તંત્ર ટોચકા, જાસે બનેસો કરોરી;
લપટ ઝપટ કર પકડો સ્યામકું, બાંધો પ્રિતકી દોરી;
કાઉસે ના જાએગી છોરી. ખેલો૦ ૨
દસ દરવાજે બંદહી કરકે, ઉંન મુની હોકે રહોરિ;
આવત જાવતકી સુરતામાં રાખો, એસો જતન કરોરિ;
સાનમાં કોઈ સમજી પરોરી ખેલો૦ ૩
મુલ કમલસે બંદ લગાકે, ખટ ચકુલો ફેરી;
ભમર ગુફામેં નાર સુખમણા, અંદર નવલ કીસોરિ;
સુરત સામરેસે લો જોરી. ખેલો૦ ૪
ભયોરે દીમાક નગર તેરેમેં, અનહદ નાદ બજોરી;
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે ખેલો મનહી મોહનસે હોરી,
મીટે ચોરાસી તોરી. ખેલો૦ ૫

---

## પદ ૭૮ હોરી.

હોરી મચરે રહી જુમનાકે તિરે ટેક.
લે ગાગર મેં ઘરસે નિકશી, ભરને ગઈ જુમનાકે નિર હોરિ.
અતસે આએ કુવર કનઈઆ, ઇતસે આએબડે બલવિર હોરિ.૧
બનસીબજાકે મેરી સુધ બીસરાઇ, નારહી મોરા જીયાકુધિર હોરિ.
રંગગુલાલસે બ્યાકુલ કીની, થરથર કંપત મેરો શરિર હોરિ.૩
ભર પીચકારી મોરે સનમુખ મારી, ભીજગએતનકે ચિર. હો. ૪
કૃશ્નકનઇયા મોહોલપટાને,મોરી આંખોમાં નાખત લેલેએઅબીલ
કહા કહુ મોહે લાજ આવતહે, આખરજાત તુમતો આહીર હો. ૬
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, હોરી ખેલેરાધેજદુવિર. હો. ૭

પદ ૭૯ રાગ પ્રભાત.

દેખોરે કોઇ બાલા જોગી, દ્વાર અમારે આયેરે;
બાગંમર પિતાંબર સોભે, શેસ નાગ લપટાઓરે;
માંથેરે ઉનકે તીલક ચંદ્રમા, જોગી જટા બડાઓરે. દેખો૦ ૧
ખટર ખટર ગલે રૂંઢકી માલા, ફટરે ફટર મૃગ છાલારે;
ભચડ ભચડ ભંગ ચબાવે, અજબ રૂપ ધરી આએરે. દેખો ૨
ભીક્ષા લે આએ નંદરાણી, કંચન થાલ ભરાએરે;
લે ભીક્ષા આસંનપરે જાવે, મેરે ગોપાલ ડરાએરે. દેખો. ૩
કયા કરૂ તેરી દોલત દુનીઆં, કયા કરૂ કંચંન માયારે;
લે આવો અપને બાલકકુ, હુમ દરસંનકુ આએરે. દેખો. ૪
બાલક લે આઇ નંદરાણી, અંચલ ઓઠ છુપાએરે;
પાંચ બેર પ્રક્રમા કરકે, શીંગી નાદ બજાએરે. દેખો. ૫
તીન ભોવનકે અંતરજામી, બાલક રૂપ બતાએરે;
દાસ નારણશીંગ કહે ગુરૂપ્રતાપે, શંભુ દરશન પાએરે. દેખો૬.

પદ ૮૦ રાગ પ્રભાત.

જાગોરેબાઈ આળસ ત્યાગી, ચીંતા કરોને હરિ ભજવાની;
જાગીને તમે જુવોરે બાઈ, પલઠણ શિછે ગરભવાસની;
તેમાંનું તમે લેશ ન કીધું, માથે ચોરાશી ફરવાની. જાગોરે. ૧
અનંતજુગ વિતે મુનષા દેહ મળી, ફેરફેર નથી મળવાની;
આ અવસરમાં હરિને વિસારો, જન્મ જનમ થશે ભટકાની જા. ૨
કુડ તજીને સતરે ચાલે, તેજમથકી નથી ડરવાની;
સ્વાસે સ્વાસે રામ ભજેછે, હરિ થાપેછે તેને પટરાણી. જા. ૩
નિસ્ચે દેવા જેને નિસ્ચે શેવા, નિસ્ચે નિશાની તરવાની;
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, પરભાતિ હરી રિજવાનીજા. ૪

પદ ૮૧ રાગ પ્રભાત.

શ્રી રાધેવર મેરે ઘર, કાંસે આએ ભોરરે;
કોન સખી તુમ મળી સાથ રાખે ઘરકુ રાતરે;
આંખ ખુલેપર વ્યાકલ હોયકે, આએ દોડે દોરરે. શ્રીરા ૧
ચરણ ધરત ડગમગત જાત, જુઠેજુઠે સોગન ખાતરે;
ગલે તમે મુખસેરે બોલે, મનમાં મોહન ચોરરે. શ્રીરા. ૨
એ તુમ તો કાના આહિર જાત, જુઠે સોગન ખાતરે;
તુમ તો કાના કપટી સદાકે, તુમ શા તહીં કોઇ ઓરરે શ્રીરા. ૩
પહેર પિછલેસ ગાઉ ગહીથી, ઓ બનમાં ભુલી ભમતીરે;
ગઉકુ હેરાકે અબટી આયો, ઘરકુ આયા છોડરે. શ્રીરા. ૪
એસે કહેકે સખી સમજાઈ, અંસોહે જદુરાઇરે;
રાસબીલાસ કરને લાગે, એસેશ્રી નંદકિશોરરે. શ્રી. ૫
ભકત જનકુ પેડે રૂલાવે, પીછેસે લાડ લડાવેરે;
દાસ નારણશીંગના ગુરૂ પ્રતાપે, જેજે શ્રી રણછોડરે. શ્રીરા. ૬

---

પદ ૮૨ ધોળ.

ઓ મનમારા સમજી વિચારો, પ્રિત કરો હરી ભજવાનીરે;
મુનષા દેહ દેવતાને દુરલભ, મળ્યો તમને મહામણીરે.
કુડકપટને પડપંચ તારાં, મનમાં રહ્યાં માંનીરે;
એક પલકના સુખનેરે માટે, ભવદુખ લીધું જાણીરે.
છાનો કાળ રહ્યો મન તાકી, ખબર નથી કાંઇ જીવ્યાનીરે;
આવે અચાનક મોત તમારૂં, જમડો થઇને દાંણીરે.
ઝાલિ કેસ ઘસડશે તમને, તેનીછે જમાનીરે;
માત પિતાજીને આ સુતને દારા, કોઇ ન થાએ ધણીરે.

આ કાયા કાંઈ કામ નહી આવે, ઊડિ જાશે વાની જોને;
રાજા ધરમ ઘેર લેખાં લેવાશે, હિસાબ તારો ગણિ જોને;
તહાં તમે શો જવાબ દેશો, મુખે ન બોલાય વાણી જોને;
જેવી હશે તેવી વચારશે, એક ન રહે ત્યાં છાની જોને;
જેવારે કામ તેવા નામ, ભોગવશે એ પ્રાણિ જોને;
પ્રિત કરીતી બાઈ મિરાંએ, તેજમાં તેજ સમાણી જોને;
હરી ભજશે તે પાર ઊતરશે, ભે ભાગે જમરાની જોને;
દાસ નારણશીંગ કહે ગુરૂ પ્રતાપે, પ્રીતી હરી ભજવાની જોને.

પદ ૮૩. રાગ કાફી. અરજી.

આવીને પડયોછું રે, નગરમાં વસેછે ઘણા ચોર;
કોઇએ ન છોડાવેરે, તમ વિના શ્રી રણછોડ. ટેક.
કામ ક્રોધ લોભ મોહ છે ખોટા, ચોરોના સરદાર;
નાએક તેમાં માયા માહા ખોટી, જોડે વસેછે હંકાર;
કરમે બંધે બંધાયોરે, નિકળવાનો નહિ માહારે ઠોર. આ૦ ૧
સરવે મળીને મને બંધેરે બાંધ્યો ને, માયાએ ભર્યો ઘણો ભાર;
વિષયના તાપમાં નિશદિન બાળે, ઠરવા ન દેરે લગાર;
મછ મદ ક્રોધરે, કપટમાં અતીઘણું જોર. આવીને. ૨
નામ તમારાને શરણેરે આવ્યો પણ, સુકરીત કાંઇએ નવ થાય;
અંત સમે શુદ્ધ લેજો હમારી, ગોવિંદ કરજો સાહ્ય;
રંક જાણી મુજનેરે, લેજો પ્રભુ તમારી ઓર. આવી૦ ૩
તપ તપસ્યા ને શેવારે સમરણ, નથી જપ્યા કાંઇ જાપ;
સંકટ સમે પ્રભુ વેહેલા પધારજો, બાનાને પરતાપ;
રંક જાણી ઓસરતારે, બાનાને લાગે મોટી ખોડ. આ૦ ૪
અનેક પતિત તમે નામે ઓધાર્યા, જે કોઈ આવ્યા તારી શરણ;
દાસ નારણસીંગ કહે ગુરૂ પ્રતાપે, ટાળોને જનમને મરણ;

ભવના રણ છોડવજોરે, આપેછો રણના છોડ.    આવીને ૫

પદ ૮૪. રાગ કાફી.

ચારે જુગની ચોસરરે, ચારે વેદ ચારજ ઘર;
સત્ય પાસા નાંખીરે, વરોને સામળીઓ વર.    ટેક.
બ્રહ્મા વિશ્નુ શંકરને મન, એકજ રૂપે ધાર;
પરિબ્રહ્મ અવિનાશી નારાયણ, જેને કહીએ છીએ કીરતાર;
સચરાચર માંહીરે, બીરાજે મારા મોરલીધર. ચારે જુગની. ૧
જો જીતે તો પીઉને જીતજે, હારે તો રહે પીઉ લાર;
તારી તો સરવે જીત જીત છે, ન કર શોચ વિચાર;
હારી તો પણ જીતીરે, ધણીને ઘેર પાણી ભર. ચાર જુ૦ ૨
આઠે જામ તેની શુદ્ધી રાખોને, જેણે બનાવ્યા દશ દ્વાર;
દશ દ્વાર ઉઘડી જાય તમારા, ખેલ શું ખેલશો ખેલાડ;
દશ દરવાજારે, કરોને તમે કબજે ઘર.    ચારે જુગની. ૩
દશ દ્વાર ને પાંચરે તત્વ, એ પંદરને નીહાલ;
તું ચાલ ગુરૂની બતાવીરે ચાલજે, તેનેથી ઉતરીશ પાર;
ગુરૂનું ધ્યાન મનમાંરે, તુંતો તારે નિશ્ચે ધર. ચારે જુગની. ૪
ઘડી ઘડીને વળી પળે પળે, નિશદિન પીલી પોકાર;
લાલ હરીને જો મલવા ઇછે, તો શ્યામ સુરતી ચિત ધાર;
શ્યામ સાચા સ્વામીરે, તેને તો તું નિશ્ચે વર. ચારે જુ૦ ૫
ઉપર વાલાને બહુ ખબર છે, તેનું કહ્યું નવ ટાળ;
આગે કાંઈને દાવ આવે કાંઇ, તેનેથી લાચાર;
તોએ તમને ધન છેરે, ધણીથી લીધી ટક્કર. ચારે જુગની. ૬
આ ચોસર છે અનુભવીની, સુણજો સકળ સંસાર;
દાસ નારણસીંગ કહે ગુરૂને પ્રતાપે, ઊઠવું છે એકજ વાર;
ઊઠીને ઠેઠ પહોંચીરે, જાઉંરે વરૂ સામળિયો વર.    ચારે૦ ૭

પદ ૮૫. રાગ કાફી.

હરી તો માહારા એકજરે, જેને આ રચી છે રચના;
ભકતના કારણરે, હરિએ રૂપ લીધા ઘણા. ટેક.
પરિબ્રમે જ્યારે ઇચ્છારે કીધી, એ નારાયણ સૌના ઈશ;
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર થઇને, રચાવી સરવે શ્રષ્ટ;
પોતાનું તેજ પ્રવેશારે કરીને બાંધી મો વરણા. હરી૦ ૧
તુળસિદાસને વિવાદ વાધ્યો, તેની શી વરણવું વાત;
કૃશ્ન હતા તે રામજી થઇને, ધનુષ બાણ ધર્યું હાથ;
લક્ષ્મીજી થયા સીતારે, બિરાજ્યા ત્યાં બેઉ જણા. હરી૦ ૨
નરસઈ મેતાને મંડળિક મારવા આવ્યો, મંડળિકે દિઠા કાળ;
નરસઈ મેતાએ શ્રી કૃષ્ણને નિરખ્યા, સન્યાશિને એ રામ ભુપાળ;
જેને જેવા ભાસ્યારે, તેવા તેને દરશાણા; હરી૦ ૩
કાળના કાળ હરી દીનના દયાળ, પતિતના પાવંન;
હુંકારીના ગરવના ગાળન, એવા તે સચ્ચિદાનંદ;
ભુલા શું ભમોછોરે, મેલોને સઊ ભરમણા. હરી૦ ૪
જેવી ઇચ્છા તેવા હરી મળશે, જેમ નિશ્ચે કરે પરમાણ;
દાસ નારણસંગ કહે ગુરૂને પ્રતાપે, એ ભાંખ્યું છે વેદપુરાણ;
હરીનું સમરણ કરજોરે, રાખી મનને ધારણા. હરી તો૦ ૫

પદ ૮૬. રાગ ઓધવજીના સંદેસાનો.

ગુરૂ ને ગોવિંદજી ઘેર પધારીઆ,
એ અલબેલા અનાથોના નાથ જો;
કરૂણા કરીને મારા રંકને,
એ અલબેલે આવી ઝાલ્યો હાથજો. ગુરૂને. ૧
પાએને લાગુ શ્રી ગુરૂદેવને,
જેણે આપ્યો જ્ઞાન તણો પરકાશજો;

એ અનુભવને અજવાળે હરી મારા આવીઆ,
આવીને પુરયો મન મંદીરમાં વાસ જો. ગુરૂને. ૨
હરી નામ તણી એંધાણી ગુરૂએ ભાળવી.
નિશ્ચે રાખી ચાલો રૂડી પેર જો;
કહે દાસ રે નારણસીંગ ગુરૂ પરતાપથી,
ત્યારે આવે ગુરૂ ગોવિંદજી ઘેર જો. ગુરૂ. ૩

પદ ૮૭.

ભક્તની ભીડે ક્યાં ના આવ્યોરે,
હુંતો ભક્તની ભીડે ક્યાંના આવ્યો
એમ કેહેછે શ્રી રણછોડ રાયોરે, હુતો ભક્તની૦ ટેક.
કબીર સારૂ હુંતો વણઝારો થઇને,
ટાંડો ભરીને ઘેર આવ્યોરે. હુંતો૦ ૧
ધનાભક્તની મેં ખેતી નિપજાવી,
ઘઊંના ગાડા ભરી લાવ્યોરે હુંતો૦ ૨
સેનાભક્ત સારૂ સનમુખ રહીને,
હું સેનો નાઈ કેહેવાયોરે. હુંતો૦ ૩
પ્રહલાદની મેં પાળી પ્રતિજ્ઞા,
મેં થંભમાં વાસ પુરાવ્યોરે. હુંતો૦ ૪
નામદેવ સારૂ મેં મારેજ હાથે,
ઘરનો છાપરો છાંયોરે. હુંતો૦ ૫
દામાજી સારૂ સામો માહાડજ થઇને.
ભરણું ભરીને પાહોંચ્યો લાવ્યોરે. હુંતો૦ ૬
નરસઈ મેહેતાને મંડળીક મારવા આવ્યો,
કેદારો મથરાતે લાવ્યોરે. હુંતો૦ ૭
કુંવરબાઈનું મેં પુરયું મામેરૂ,

મેં સઉનો કર ચુકાવ્યોરે. હું તો૦ ૮

દ્રુપતી સારૂ હું તો દ્વારામતીથી,
ગરૂડ ચઢીને આવ્યોરે. હું તો૦ ૯

અરજીુન સારૂ મેંનો મેલી પ્રતીજ્ઞા,
મેં ચક્ર હાથ ધરાયોરે. હું તો૦ ૧૦

દાસ નારણુસિંગને કરૂણારે કરીને,
ક્રમે કર મારો સાહ્યોરે. હું તો૦ ૧૧

પદ ૮૮.

તેરે ગુણુકો કરૂ કયાં બખાણુ, રણુછોડ રંગીલો.
વામન રૂપ લેઈ આપ પધારે, બળી રાજાકે દ્વાર;
બળીકુ પતાલમાં ચાંપકે, ફીર આપ બને છડીદાર. રણુછોડ.
દરજોધનના મેવા છાંડકર, ભાજી બીદુર ઘર પાય;
બસુદેવકે બંધ છોડકે, ફીર નંદ ઘેર ચરાવી ગાય. રણુછોડ. ૨
મહા મુનીકે સ્વપને ના આવો ને, ભક્તકી કરતે વાર;
રાધાજીકે માનસે બને, આપ અનોખી નાર. રણુછોડ. ૩
અનેક ભક્તકે કારજ કીએ, પ્રભુ સબકી પુરી આશ;
ભક્તવત્છળ ભગવાનકે, ગુણુ ગાય નારણુસીંગદાસ. રણુછોડ. ૪

પદ ૮૯.

રઘુબર શીષ દો આયે, આજ મુની રઘુબર શીષ દો આયેરે. (૨) ટેક.
પુછે સખી સાવરે લાલા, કોણુ દેશસે આયે બાલા;
કોણુ ભુપકે બાલક હોગે, કયા કુછ નામ ધરાએરે. રઘુબર૦૧
રાજા નગર અયોદ્ધાવાલે. દશરથ રાજા પીતા હમારે;
ઈનકો નામ લછમન હોગા, હમતો રામ કહાએરે. રઘુબર૦૨
બીસવામીત્ર ગુરૂ સંગ લે આયે, નરનારીકે અતિ મન ભાએ;
સીતા સંગ સાહેલી લેકે, સનમુખ ધ્યાન લગાયેરે. રઘુબર૦ ૩

ધનુષ જગા હમ દેખન આયે, સબ ભુપનકે દરશન પાએ;
દેને હાથસે ધનુષ ટનકાસ્યો, રામહી ચાંપ ચડાયોરે. રઘુબર. ૪
હુંકારીકે હુકાર ઉતારે, ફરસરામકે માનહી મારે;
દાસ નારણસીંગ કેહે કરજોરી, અબ સીતારામ બીહાએ રઘુ૦ ૫

પદ ૯૦. ગરબી.

કૃશ્ન પડયાછે મારી કેડેરે, જુઓ સખી કૃશ્ન પડયાછે મારી કેડે;
હુંતો નથી જતી એમને તેડેરે, જુઓ સખી કૃશ્નપડયાછે૦ ટેક

હું ના બોલાવું વાહાલો મુજને બોલાવે,
એ છાનામાના આવે મારે ડેરેરે. જુઓ૦ ૧
હું જળ જુમના ભરવારે જાતી,
વાટેને ઘાટે મને ઘેરેરે જુઓ૦ ૨
હું શું જાણુ વાહાલે મુજમાં શું દીઠું,
એ આવીને વળગે મારે છેરેરે. જુઓ૦ ૩
છેલ છબીલોને છોગાળો,
ઘડીએને પલકે મને તેડેરે. જુઓ૦ ૪
એવા હરીના જેણુ ગુણ નવ ગાયા,
એ ફરશે ચોરાશીને ફેરેરે. જુઓ૦ ૫
દાસ નારણસીંગ કહે કરજોડી,
હુંતો મોહ્યો એની વાંસલીના ટેરેરે. જુઓ૦ ૬

પદ ૯૧. ગરબી.

નંદના કુંવરે મને લુટીરે, જુઓ સખી નંદના કુવરે મને લુટી;
ચીત ચતુરાએ લીધુ મારૂ ચુંટીરે, જુઓ સખી૦ ટેક.

આંગળી પકડતે મારો પોંહોચોરે પકડયો,
મોહ મોતીની સેર મારી તુટીરે. જુઓ૦ ૧
હું શું જાણું કે વાહાલો કામણ કરશે,

કેવી સુંધાડી મને બુટીરે. જુઓ૦ ૨
વંદરારે વનના મારગ જાતાં,
મહીની મટુકી મારી ફુટીરે. જુઓ૦ ૩
દાસ નારણસીંગ કહે કરજોડી,
આ મહી વેચવાથી હું તો છુટીરે. જુઓ૦ ૪

પદ ૯૨.

વાહાલા લાગે વનમાળીરે, જુઓ સખી વાહાલા લાગે વનમાળી
તેના ચરણકમળ લેઊ ઝાલીરે, જુઓ સખી૦ ટેક.
ગજની ટેર સુણી મારે વાહાલે,
અડવાણે પગે આવ્યા ચાલીરે. જુઓ૦ ૧
પંચાળીના જેણે ચીર પુરાયા,
ભરી સભા રહી ભાળીરે. જુઓ૦ ૨
વંદરારે વનમાં રાસ રચાયો,
સોળસે ગોપીશું લીધી તાળીરે. જુઓ૦ ૩
હેત કરીને હરીને ભજો તો,
લખચોરાશી નાખે ટાળીરે. જુઓ૦ ૪
જે મુખે હરીનું નામ ના દેતાં,
એ મુખડું નાખો બાળીરે. જુઓ૦ ૫
દાસ નારણસીંગ કહે ગુરૂ પરતાપે,
કૃશ્ન સંગાથે રહ્યો માહાલીરે. જુઓ૦ ૬

પદ ૯૩ રાગ સોહણી.

હરીને ભજીએરે ધ્યાનથી.
નિશ્ચે કરી એક મનથી હરીને ભજીએરે૦ ટેક.
ધ્યાન કરીનેરે ગુરૂની શેવા,
હરી ચરણ ચિત લેવા. હરીને૦ ૧

ધ્યાન કર્યાથીરે મારગ સઉ જડે,
એને ખબર અગમની પડે. હરીને૦ ૨
સલીતા કીનારેરે બગલો ધ્યાન ધરે,
એની ચોટ પાછી ન ફરે. હરીને૦
ધ્યાન કર્યાથીરે હરી ઊર આવે,
એ કંઈ કંઈ રૂપ બતાવે. હરીને૦ ૩
ધ્યાન કર્યાથીરે પોહોંચે સુરતી,
સુરતીમાં મંગળમુરતી. હરીને૦ ૪
ધ્યાન કરીનેરે હરીગુણ ગાય,
એના ભવના પ્રાશ્ચિત જાય. હરીને૦ ૫
દાસ નારણસીંગરે ગુરૂ પરતાપથી,
કેહે ધ્યાન વિના હરી નથી. હરીને૦ ૬

પદ ૯૮. રાગ હરી ભજતા હજુ કોઈની લાજ જતા નથી જાણીરે.

ધન દેહીમાં ડાકોર ગામ, જુઓ મનમાંહ્યરે;
નિશ્ચે નિરખો સામળીઆ નાથ, રણછોડરાયરે. ૧
ગુરૂ જ્ઞાન ગોમતી સાર, સમુદર દરિયારે;
તેમાં નામ નારાયણ નીર, નિરમળ ભરિયારે. ૨
પુરવે પુન્ય તણું પરતાપ, આપણુ નાહિએરે;
મળ્યો સતસંગ સખીઓનો સાથ, ગોવિંદ ગુણ ગાઈએરે. ૩
રાખો ટેક ભક્ત બોડાણા સરખી અતીરે;
સાચી ભક્તી શ્રી ગંગાબાઈ, ગોવિંદને ગમતીરે. ૪
દયા દેરૂં જુઓ દલમાંહ્ય, ગગનમાં ગાજેરે;
ત્યાંતો મન મંદિરના માંહ્ય, મોહનજી બીરાજેરે. ૫
રાખો ચરણકમળમાં ધ્યાન, સનમુખ સુરતીરે;
સુરતીમાં મંગળ રૂપ, મોહનજીની મુરતીરે. ૬

ત્યાંતો અનહદ થાએ નાદ, નોબતો વાજેરે;
હરી નામ શબ્દ સુણતામાં, ભવ દુઃખ ભાગેરે. ૭
હરી અનાથોના નાથ, રણછોડ રશિયારે;
દાસ નારણસીંગના રૂદેકમળમાં વશિયારે. ૮

પદ ૯૫. રાગ હરીદાસા હરીદાસા.

સ્વાસેહી સ્વાસે સ્વાસા, હરી હરી ભજ મન સ્વાસે સ્વાસા.
હરી અવિનાશી ભજલે નિરંતર, મિથ્યા જગત મોએ ભાસા.
હરી હરી૦ ટેક.
દોલત દુનિયા માલ ખજાના, માયા જાળકા ફાંસા. હરી૦ ૧
માતપિતા સુત બેન ભાણેજા, સાથે નહિ આવે તેરે માસા. હરી૦
અંત સમે જો કામ ન આવે, ઉનકી ના રખો આશા. હરી૦ ૩
જાઘર રામકથા નહિ કિરતન, વા બશિએ નહિ બાસા. હરી૦ ૪
મનુષ્યાદેહ દેવતાકુ દુર્લભ, મિલા જનમ તોયે ખાસા. હરી૦ ૫
મનુષ્યાદેહ ધરી હરી ન ભજોતો, શિરપર જમકો જાસા. હરી૦ ૬
સ્વાતીકા જળ નામ નારાયણ, પીલે પંપયા પ્યાસા. હરી૦ ૭
મારેહી મુમતા હરીકુ તું ભજલે, કહે નારણસીંગ દાસા. હરી૦ ૮

હીંડોળો ગાવાનો. ૯૬

(બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ) એ રાગ.
ઝુલે શ્રીકૃષ્ન મોરાર, હીંડોળે અબ ઝુલે શ્રીકૃષ્ણ મોરાર.
બ્રંદાતે બનમેં રચ્યો હીંડોળો, શોભાકો નહિ પાર. હીંડોળે. ટેક.
રાધાકૃષ્ન હીંડોળે ઝુલે, ઝુલાવે બ્રીજકી નાર. હીંડોળે. ૧
ફુલનકો સબ બન્યો હીંડોળો, ફુલોકી ડાંડી ચાર. હીંડોળે. ૨
ફુલોકી થંભ ફુલોકી લાઠ, ફુલોકા ઝુમખા ત્યાર. હીંડોળે. ૩
ફુલોકો પાટીઆને ફુલ કઠેરા, ફુલોકી મગજી સાર. હીંડોળે. ૪
ફુલોકી ગાદી ફુલોકે તકીઆ, ફુલોકા ઓછાર. હીંડોળે. ૫

ફુલોકે મુગટને ફુલોકે વાધે, ફુલોકા શણગાર. હીંડોળે. ૬
એવે હીંડોળે કોઈ હરીકું ઝુલાવે, ભવજલ ઉતરે પાર. હીંડોળે. ૭
દાસ નારણસીંગ કહે ગુરૂ પ્રતાપે, કૃષ્ન ઝુલાવું વારંવાર. હીંડોળે. ૮

પદ ૯૭. રાગ પરભાતી.

શું રે કહુ સ્વામી શામળા, મારી પીડ ન જાણી;
નથીરે અજાણ્યું નાથનું, છો અંતરજામી. શું રે૦ ૧
હું બાળપણે જ્યારે હતી ત્યારે રહીતી અજાણી;
હવે સાન સમજાવીને સામળા, મને કરીછે દીવાની. શું રે૦ ૨
અવગુણ ભરેલી હું અબળા, હજુ નથીરે ગાણી;
કરજોડીને કરગરૂ, મારી અરજી લ્યો માની. શું રે૦ ૩
સગા સંબંધી લોકમાં, હું તો વાતે વવાણી;
માટે કહુછું સામળા, હું તો તમારી કહેવાણી. શું રે૦ ૪
સંસાર સનમુખ કુવામાં, પડી જોઇને હું જાણી;
હવે વરત વળગાડીને વીઠલા, શરણે લ્યોને તાણી. શું રે૦ ૫
જેવી તેવી પણ તમ તણી, માથે સમરથ છો ધણી;
દાસનારણસંગ કહે ગુરૂ પ્રતાપથી, હું તો તમનેજ પરણી. શું રે૦ ૬

પદ ૯૮. થાળ. રાગ રાધાના મહીનાનો.

ગુરૂ ગોવીંદ જમવા આવો, સખા સંગ સાથે સો લાવો;
કે ગુરૂ ગોવીંદ જમવા આવો. ટેક.
જમોને હરી અનાથોના નાથ, ધરમ સત્ય સખા લેઇને સાથ;
હું તો પીરસુ મારે હાથ. ગુરૂ૦ ૧
ગરીબ ઘેર જમવાનું સારૂ, વીવેક મેંતો કીધા છે લાડુ;
જમોને હરી પંખા ઢોળાવું. ગુરૂ૦ ૨
કલ્પનાએ કીધોછે કનસાર, જ્ઞાન ઘ્રત ગવરીનું મહી સાર;
જમોને હરી નવ લગાડો વાર. ગુરૂ૦ ૩

પ્રેમે પીરસાવું પકવાન, ધરીને માંહિ તુળસી તમારૂ ધ્યાન;
જમોને હરી ભાવે જમાડું ભગવાન. ગુરૂ૦ ૩
સંતોષ શાક દાળ ભાત ને કઢી, તેનામહીં નાખી સુંદર વડી;
જમોને હરી પુરણ પેટ ભરી. ગુરૂ૦ ૪
જયણાએ ભરી જળ જમુના ઝારી. તેતો લેઈ શીળતામાં ઠારી;
આચમન લ્યોને ગીરધારી. ગુરૂ૦ ૫
જમીને ઊઠયા ગુરૂને ગોપાળ, કે લુઓને કર લેઇને રૂમાલ;
છાંટો છે જમણે ગાલ. ગુરૂ૦ ૬
પ્રીતે પાન બીડા વાલુ, હરી રે મારે હાથે કરી આલુ;
તમથી નહી કોઇએ વાહાલું. ગુરૂ૦ ૭
મન મંદિરમાં પધરાવું, કે હીરદામાં આસન કરાવું;
આણંદ સુખ સેજે પોઢાવું. ગુરૂ૦ ૮
નારણસંગ દાસ કહે કરજોડ, નઇણે નિરખ્યા શ્રી રણછોડ;
ગુરૂએ મારા પુર્યા મનના કોડ. ગુરૂ૦ ૯

પદ ૯૯. થાળ.

ગુરૂ ગોવીંદ જમવા આવોરે, શ્રી રઘુનાથ.
મારા તનના તાપ સમાવોરે, શ્રી રઘુનાથ
વાહાલાજી મારા કરૂણા કરીને જમવા આવો;
આવોતો પોહોચે લાવોરે. શ્રી રઘુનાથ૰ ગુરૂ૰ ૧
વાહાલાજી મારૂ જમણ જમવારે સરખુ,
જમોતો નઇણે નરખુરે. શ્રી રઘુનાથ૰ ગુરૂ૰ ૨
વાહાલાજી મારા મનથી કરીછે સામગરી;
થાળમાં તુળશી ધરીરે. શ્રી રઘુનાથ૦ ગુરૂ૦ ૩
વાહાલાજી છપનભોગ તુલસીમાં ભાવે જમજો;
મારી રૂદેકમળમાં રમજોરે. શ્રી રઘુનાથ૦ ગુરૂ૦ ૪

વાહાલાજી જળ જુમના આરોગી કર ધોજો,
રૂમાલે મુખડું લો'જોરે. શ્રી રઘુનાથ૦ ગુરૂ૦ ૫
વાહાલાજી બીડા પાનસોપારીને ખાસ,
તમે બીડી લ્યો મુખવાસરે. શ્રી રઘુનાથ૦ ગુરૂ૦ ૬
વાહાલાજી સુખસજ્યા કરીછે ઘણી ખાંત,
તમે પોઢણ લ્યો રઘુનાથરે. શ્રી રઘુનાથ૦ ૬૦ ૭
વાહાલાજી ગુરૂ ચરણુ નારણસીંગ કહે દાસ,
મારી પુરી મનની આશરે. શ્રી રઘુનાથ૦ ૬૦ ૮

ધુન ૧ લી.

જે જે જે શ્રી જગન્નાથ, મેરી લજ્જા તેરે હાથ.
જે જે જે શ્રી જગન્નાથ, મેરી લજ્જા તેરે હાથ.
જે જે જે શ્રી જગન્નાથ, મેરી લજ્જા તેરે હાથ.
જે જે જે શ્રી જગન્નાથ, મેરી લજ્જા તેરે હાથ.

ધુન ૨ જી.

જે જે ગુરૂ માહારાજા ગુરૂ, જે જે પરિબ્રહ્મ સતગુરૂ.
જે જે ગુરૂ માહારાજા ગુરૂ, જે જે સતગુરૂ કલ્પતરૂ.
જે જે ગુરૂ માહારાજા ગુરૂ, જે જે પરિબ્રહ્મ સતગુરૂ.
જે જે ગુરૂ માહારાજા ગુરૂ, જે જે સતગુરૂ કલ્પતરૂ.

ધુન ૩ જી.

મેં અપરાધી ખરા, પરંતુ તારરે માહારાજા.
બુડતા ભવસાગરી, વીઠુબા તારરે માયબાપા.
મેં અપરાધી ખરા, પરંતુ તારરે માહારાજા.
બુડતા ભવસાગરી, વીઠુબા તારરે માયબાપા.

ધુન ૪ થી.

નારાયણ હરે, નારાયણ હરે, સામળા નારાયણ હરે.
સામળા નારાયણ હરે, સામળા નારાયણ હરે.

નારાયણ હરે, નારાયણ હરે, સામળા નારાયણ હરે.
સામળા નારાયણ હરે, સામળા નારાયણ હરે.

ધુન ૫ મી.

જે જુમના શ્રી ગોરધનનાથ, માહા પ્રભુ શ્રી વિઠ્ઠલનાથ.
જે જુમના શ્રી ગોરધનનાથ, માહા પ્રભુ શ્રી વિઠ્ઠલનાથ.
જે જુમના શ્રી ગોરધનનાથ, માહા પ્રભુ શ્રી વિઠ્ઠલનાથ.
જે જુમના શ્રી ગોરધનનાથ, માહા પ્રભુ શ્રી વિઠ્ઠલનાથ

ધુન ૬ ઠ્ઠી.

પાવના રામા, પાવના રામા, પતીતે પાવના રામા.
પતીતે પાવના રામા, પતીતે પાવના રામા.
પાવના રામા, પાવના રામા, પતીતે પાવના રામા.
પતીતે પાવના રામા, પતીતે પાવના રામા.

ધુન ૭ મી.

ભજો રાધે, ભજો રાધે, ભજો રાધેકૃષ્ણ ગોવીંદા.
જે જે રામા, જે જે રામા, જે જે રામ રઘુવર જાનકી હરે
ભજો રાધે, ભજો રાધે, ભજો રાધેકૃષ્ણ ગોવીંદા.
જે જે રામા, જે જે રામા, જે જે રામ રઘુવર જાનકી હરે

ધુન ૮ મી.

જે જે ગોપીજન વલ્લભ. જે જે ગોવરધનધારી.
જે જે ગોપીજન વલ્લભ, જે જે ગોવરધનધારી.
જે જે ગોપીજન વલ્લભ, જે જે ગોવરધનધારી.
જે જે ગોપીજન વલ્લભ, જે જે ગોવરધનધારી.

ધુન ૯ મી.

અગાડી ચલે રામ રાજા, પીછાડી સંતનકી ફોજા.
અગાડી ચલે રામ રાજા, પીછાડી શંતનકી ફોજા.

અગાડી ચલે રામ રાજા, પીછાડી સંતનકી ફોજા.
અંગાડી ચલે રામ રાજા, પીછાડી સંતનકી ફોજા

ધુન ૧૦ મી.

ક્રશ્ન કનૈયા ઝુલે નંદલાલા, ભજો ગોવિંદ ગોવિંદ ગોપાલા.
ભજો ગોવીંદ ગોવીંદ ગોપાલા, ભજો ગોવિંદ ગોવિંદ ગોપાલા.
ક્રશ્ન કનૈયા ઝુલે નંદલાલા, ભજો ગોવિંદ ગોવિંદ ગોપાલા.
ભજો ગોવીંદ ગોવીંદ ગોપાલા, ભજો ગોવિંદ ગોવિંદ ગોપાલા.

ધુન ૧૧ મી.

સામળા ગીરધારી લાલા, ગળેમે કુંજનકી માળા.
સામળા ગીરધારી લાલા, ગળેમે કુંજનકી માળા.
સામળા ગીરધારી લાલા, ગળેમે કુંજનકી માળા.
સામળા ગીરધારી લાલા, ગળેમે કુંજનકી માળા.

ધુન ૧૨ મી.

તેરી કેસી ગતિ હોયગી રામ વિના, રામ વિના,
સુંદિર શ્યામ વિના, તેરી કેસી ગતિ હોયગી રામ વિના.
તેરી કેસી ગતિ હોયગી રામ વિના, રામ વિના,
સુંદિર શ્યામ વિના, તેરી કેસી ગતિ હોયગી રામ વિના.

ધુન ૧૩ મી.

કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામ હરે.
કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામ હરે.
કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામ હરે.
કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામા રામા રામા, કૃષ્ણ રામ હરે.

ધુન ૧૪ મી.

જે જે દવારકાં વાશી, કે ડાકોર કીધી છે કાશી.
જે જે દવારકાં વાશી, કે ડાકોર કીધી છે કાશી.

જે જે દ્વારકાં વાશી, કે ડાકોર કીધી છે કાશી.
જે જે દ્વારકાં વાશી, કે ડાકોર કીધી છે કાશી.

ધુન ૧૫ મી.

રાધેકૃષ્ણ ભજો કુંજબિહારી, મોરલીધર ગોવર્ધનધારી.
રાધેકૃષ્ણ ભજો કુંજબિહારી, મોરલીધર ગોવર્ધનધારી.
રાધેકૃષ્ણ ભજો કુંજબિહારી, મોરલીધર ગોવર્ધનધારી.
રાધેકૃષ્ણ ભજો કુંજબિહારી, મોરલીધર ગોવર્ધનધારી.

ધુન ૧૬ મી,

જેજે શ્રીરણછોડરાય માહારાજ, જેજે શ્રીડાકોરનાથ મહારાજ.
જેજે શ્રીરણછોડરાય માહારાજ, જેજે શ્રીડાકોરનાથ માહારાજ.
જેજે શ્રીરણછોડરાય માહારાજ. જેજે શ્રીડાકોરનાથ માહારાજ.
જેજે શ્રીરણછોડરાય માહારાજ, જેજે શ્રીડાકોરનાથ માહારાજ.

ધુન ૧૭ મી.

રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ.
રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ.
રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ.
રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ.

ધુન ૧૮ મી.

રામ રામ રામ રામ ભજ પ્યારે નહિ જનમ વારંવારે.
રામ રામ રામ રામ ભજ પ્યારે નહિ જનમ વારંવારે.
રામ રામ રામ રામ ભજ પ્યારે નહિ જનમ વારંવારે.
રામ રામ રામ રામ ભજ પ્યારે નહિ જનમ વારંવારે.

ધુન ૧૯ મી.

સચ્ચા સચ્ચાઈ નામા તેરા હરી વિઠલા,
હરી વિઠલા રૂગનાથજી ભલા;

સચ્ચા સચ્ચાઇ નામા તેરા હરી વિઠલા.
હરી વિઠલા રૂગનાથજી ભલા;
સચ્ચા સચ્ચાઈ નામા તેરા હરી વિઠલા.

ધુન ૨૦ મી.

હાંરે તુંતો ભજરે ભજરે ભજરે, માનવાયા રઘુવીરા,
માનવાયા રઘુવીરા, માનવાયા રઘુવીરા.
હાંરે તુંતો ભજરે ભજરે ભજરે, માનવાયા રઘુવીરા,
માનવાયા રઘુવીરા, માનવાયા રઘુવીરા.

ધુન ૨૧ મી.

જે રાધા કૃષ્ણ રાધા, જે રાધા કૃષ્ણ રાધા.
જે રાધા કૃષ્ણ રાધા, જે રાધા કૃષ્ણ રાધા.
જે રાધા કૃષ્ણ રાધા, જે રાધા કૃષ્ણ રાધા.
જે રાધા કૃષ્ણ રાધા, જે રાધા કૃષ્ણ રાધા.

ધુન ૨૨ મી.

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે.
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
હરે રામ હરે રામ, રામ રામ હરે હરે.
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

ધુન ૨૩ મી.

રામ રામ રામ રામ રામ રામ સીતા, યાઈ ભાગવત યાઈ ગીતા.
રામ રામ રામ રામ રામ રામ સીતા, યાઈ ભાગવત યાઈ ગીતા.

ધુન ૨૪ મી.

જે જે જગન્નાથ બળદેવ, જે જે જગન્નાથ બળદેવ.
જે જે જગન્નાથ બળદેવ, જે જે જગન્નાથ બળદેવ.

પદ ૧૦૦ મું.

હીંદોળો.

ઝુલે ઘટકે માંહી, હીંડોળે હરી ઝુલે ઘટકે માંહી;
ઝુલાવો સંત મેરે ભાઇ, હીંડોળે ટેક ૧
સત્ય ધરમકે થંભ બનાવો.
લાજકી લાઠ જડાઇ. હીંડોળે હરી૦ ૨
દીનતા દયા ચાર ડાંડી લગાવો,
કામકી કડીઆં જડાઇ. હીંડોળે હરી૦ ૩
કૃષ્ણ કલપનાકા જડદે કડેરા,
પ્રેમ પાટીએ માંહી. હીંડોળે હરી૦ ૪
તન કરો તકીઆ મન કરો ગાદી,
આણંદકા ઓછાર બીછાઇ હીંડોળે હરી૦ ૫
સંતોષ સરસ ઝુમકા લગાવો,
શોભા બરણી ન જાઈ. હીંડોળે હરી૦ ૬
સંત સંગ સરસ બન્યા હીંડોળા,
મરમકી મગજી લગાઇ. હીંડોળે હરી૦ ૭
ગુરૂ શબ્દસે ચલાવ હીંડોળા.
રીઝે દાસ ગોસાંઈ. હીંડોળે હરી૦ ૮
એસા હીંડોળા કોઇ હરીકુ ઝુલાવે,
ઉનકુ ચોરાશી નહીં. હીંડોળે હરી૦ ૯
દાસ નારણશીંગ કહે હરીકુ ઝુલાવું,
શામસે સુરતી લગાઇ. હીંડોળે હરી૦ ૧૦



# મુક્તિ સાધન.

તથા

## જ્ઞાનઉપદેશ.

આ સંસાર અશારવત છે. અને પુત્ર પરિવાર, સંબંધીઓ સર્વે રણુસંબંધે આવી મળ્યું છે. જેમ વૃક્ષની ઉપર નિશાએ પંખી એકઠા મળેછે, અને પ્રભાતનાં સઊ ઉડી જાયછે, વળી નાવને વિશે સઊ ઉતારૂઓ એકઠા બેસે છે, અને સામે પાર ગયાપછી સઊ સઊને રસ્તે પળાયછે, અને મહા પર્વને વિશે ઘણા માણસની સંખ્યા એકઠી થાય છે, અને પંચરાત્રી પછી સર્વે જુદા પડી જાયછે, અને તેમાંના કોઇનું દરશણ થતું નથી. એ પ્રકારે આ જગતના વહેવાર છે અને તે સર્વે પર્વના સંચે આવી મળે છે. જેની અવધ પુરી થઇ તેનાથી ક્ષણ પણ રહેવાતું નથી તેમ તેની સાંથે કોઇથી જવાતું પણ નથી. માટે નક્કી સમજવું કે આ દેહ કેવળ જુઠી છે અને દેહના ભોગ તે પણ સર્વે જુઠા છે. અને સુખદુઃખના વિયોગ તે સ્વપ્નાવત છે. અને આત્મા એ થકી વ્યતિરેક ને સદા સુખરૂપછે. અને તે પરપંચમાં પડતો નથી અને સાક્ષાત એ ચૈતન્ય સાક્ષીવત છે. આ દેહને અને આત્માને કાંઈ પણ સંબંધ નથી, દેહથકી આત્મા વીતરેક છે. પ્રથમ તો આદી પુરૂષ એકજ છે. અને તેના થકી આ અનેક જીવ પ્રગટ થયા. જેમ સૂરજનું પ્રતિબીંબ જળમાં સ્થુળ, સુક્ષમ. એમ આદી પુરૂષે જયારે માયા ઉપર મક્ષણા કરી ત્યારે પ્રકૃતિ વિકાર પામી મહત-

ત્વ પ્રગટ્યું. અને મહતત્વથી ત્રીગુણી અહંકાર, રજ તમ અને સત્વ એ ત્રણ ગુણ થયા. અને એ ત્રણે ગુણથી આ સર્વે વિશ્વ ઉત્પન્ન થયું. તમોગુણથી પૃથ્વી, જળ, આકાશ, તેજ અને વાયુ એ પંચભુત થયા. અને રજોગુણથી દશ ઇંદ્રીઓ થઈ. અને મન, બુદ્ધિ, ચિત અને હંકાર, એ સતોગુણથી ઉત્પન્ન થયાં. અને શબ્દ, સ્પર્શ, રૂપ, ગંધ. એ વિષયમાત્રા, એમ એ ચોવીસ તત્વ મળી આ જડ દેહ બંધાયો, અને તે પછી ચતુર્દશ દેવતા ઈંદ્રીઓને સ્થાને મુક્યા તોપણ દેહ ચેતન્ય ન થયો, અને અચેત જડવાન રહ્યો. વળી ઓગણપચાસ વાયુ મુક્યા તોપણ આ સ્વરાટ ઉઠ્યું નહીં. જ્યારે ભગવાને અંદર પ્રવેશ કર્યો ત્યારે આ જડ દેહ ચેતન્ય થયો. તેમાં ભગવાનનુ પ્રતિબીંબ જે જીવ એ ચેતન્ય અંશ છે તેણે કરીને આ જડ અવતરા દેહ ચેતન્ય થયો. જેમ કોટી જળના ઘડા ભર્યા. તેમાં સુરજ એક દેખાયછે, તેમ એક બ્રહ્મની ચેતન્ય શક્તિએ અનેક જીવ થયા, એમ અનાદી કાળથી ચાલ્યા આવેછે. અને તેણેકરીને આ ચારે ખાણ વિશ્વ થયુ છે. અને ચેતન્ય એ અજર છે, અમર છે અને અખંડ છે. એના ઉપર અશાશ્વત ખંડ પડવાથી પણ તેનો નાશ થતો નથી. અને એ જીવ આ દેહને વિશે અરૂપી નખશીખ વ્યાપી રહ્યોછે. એ દેહના અધ્યાસથી પોતે તદરૂપ થયોછે, અને એ જડ ચૈતન્યની ગ્રંથીએ કરી હંકાર ઉદે થયો, અને અહંકહેતા તો જીવે દેહનો વહેવાર માન્યો, પછી અહંકૃતી રૂપી મને વશ કરી લયલીન કરી નાંખ્યો, અને ઇંદ્રીઓના વિષય દેખાડી મહાન કરી, વિષય માટે નાના પ્રકારના કરમ ક-

રાવેછે. એવી રીતે એ કુસંગે કરી, મુક્ત આત્મા બંધનમાં પડ્યો છે, કેમકે ચિત્ત વિષયમાં મળી ગયું અને વિષય ચિત્તમાં મળી ગયું તેથી વિષયમાં તદરૂપ થયો. જેમ લોહુ લોહચુંબને ગ્રહે, એમ પરસ્પર અનુરૂપ થયો, શીત, ઉષ્ણ ક્ષીણ, વૃદ્ધિ એ સર્વે દેહના ધર્મ છે. પણ અધ્યાસથી પાપી માની લેછે તેણકરીને પીડા પામેછે. ક્ષુધા, તૃશા, હરખ, શોક એ મનનો ધર્મ છે. અને તે જીવ પોતે બંધ અને મોક્ષ માની લેછે. એ પ્રકારે આ સરવે જગત માયામાં પડ્યું છે. તે માટે દેહનો ધર્મ સરવે માની લેછે. આ દેહના ભોગ જ્યારે પુર્ણ થાય ત્યારે જડ દેહ મુકીને જીવ નિકળેછે. અને જડ દેહ અચેત થઈ પડેછે. અને નવ તત્વનું વાસના લિંગ તે જીવ સાથે જાયછે. અને જેવાં સંચિત કર્મ હોય, તેવો દેહ પ્રાપ્ત થાયછે. અને તે નવિન દેહ પામીને પાછા સંચિત કર્મ ભોગવેછે. અને જે વર્ણમાં અવતરે તેવો ધર્મ આચરેછે. એમ વારંવાર જન્મ મરણ ભોગવ્યા કરેછે, અને તેનો કદ્દાપી પાર આવતોજ નથી. અજ્ઞાને કરીને ઘણું આથડેછે. અને પોતાના સ્વરૂપ વિચારને ભુલી ગયો છે.

દ્રષ્ટાંત—એક વાઘનું બચ્ચું હતું તે નાનપણમાં ભુલુ પડયું, અને તે બકરાના ટોળામાં ભળી ગયું અને તે હમેશાં બકરાં ભેગુ રેહે તેથી તે પોતે હું વાઘ છું. એમ જાણતું નથી, અને એમ માની રહ્યું છે કે હું પણ બકરૂજ છું પણ જ્યારે એક ખરેખરો વાઘ આવ્યો અને ટહુકો કર્યો કે પેલા તમામ બકરાં નાશી ગયાં અને તેની જોડે પેલું વાઘનું

બચ્ચુ પણ નાસવા લાગ્યુ ત્યારે પેલા વાધે તેને કહ્યું કે અ-
લ્યા તું કેમ નાસેછે તુતો વાઘછે. ત્યારે એ બચ્ચુ કેહે કે
ના હું પણ બકરૂજછું અને તમે મને ખાઈજાઓ, ત્યારે પે-
લા વાધે એને કહ્યું કે મુરખ તુ કેમ તારૂ ભાન ભુલી ગયો
છે. આ પાણીના ખાબોચીઆમાં જો તારૂંને મારૂ એક સ્વ-
રૂપ છે કે જુદુ. ત્યારે પેલા બચ્ચાએ ખાબોચિયામાં જોયું
તો તેને સ્પષ્ટ દેખાયુ કે હું પણ આના જેવોજ છુ. પેલાં
નાઠાં એ ના બકરાં, પછી પેલુ વાઘનું બચ્ચુ ટહુકો
કરીને ગાજ્યું.

સિદ્ધાંત--ચૈતન્ય એ વાઘનું બચ્ચું અને માયા
રૂપી બકરાં, અને ગુરૂરૂપી વાઘ. માટે જ્યારે ગુરૂ મળે
ત્યારેજ જ્ઞાન થાય. તેમ જીવ જે છે તે ચૈતન્યઘન સાક્ષાત
ઈશ્વરનો અંશ છે. પણ વિશય સંગ કરીને હીન બની બહુ
પ્રકારના દુખને પામેછે. અને એ જીવનોજીવ જે સાક્ષાત પર
માત્મા અવિનાશી અને જેને આપણે અંતરજામી કહીએ
છીએ તે સાક્ષાત ભગવાન સદા એની પાસે સાક્ષીવત રેહે
છે. તે પુરણબ્રહ્મ ભગવાનને જીવ જાણતો નથી અને વિષ-
યને વિશે અંધ થયો છે.

હવે જીવ માયાના સંબંધે કરી વિષયવાસનાથી બંધન
પામ્યો, તેથી મુક્ત થવાનો અને જન્મ મર્ણ ટળવાનો ઉ-
પાય એછે કે હમેશાં સત્સંગ કરવો, અને તે સત્સંગ કર-
વાથી સારાસાર વિચાર સમજાય. જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય
એનું મુળ સત્સંગ છે. અને તે એવા સંતનો સમાગમ કે
સ્થુળ સુક્ષમ પાવન જેનુ તન, ગુણના સાગર, જેના મનને

વિષે ગર્વ તો હોયજ નહીં, જેને રાગ નહિ, દ્વેશ નહિ, મ
મતા નહિ, માન નહિ, જેને શત્રુ મિત્ર સમાન છે, નિસ્પૃ-
હા, તૃષ્ણા નહિ. રોષ નહિ, સ્તુતિ નિંદા રહિત નિર્દોષ,
જેને અખંડ જ્ઞાનનો પ્રકાશ છે, અને સર્વને વિષે ભગવાન
ને દેખેછે. કીડી, કુંજર, બ્રહ્મા, અને ભૂપ સર્વેને ઈશ્વરમય
દેખેછે, અને જેને જગતનો આભાસ ટળ્યો છે ને અને
મારૂં અને નાશ થયા છે, વૈરાગે કરી જોગ દ્રઢ કર્યો છે, અને
આ સંસારના ભોગને કાગડાની વિષ્ટા જેવા જાણેછે, તથા
વાસનાનું મુળ છેદન કર્યું છે, અને વિષય થકી મન મોહ
નથી પામતું. અને લોઢું તથા કંચન તેને સમ જાણવાવા-
ળા તથા એકાંતમાં ભગવાનની ભક્તિ કરેછે ને જેનું
ચિત્ત સદા અવિકારી રેહેછે, દુઃખ, સુખ, હરખ અને શોક એ
સરવેને સમાન જાણેછે. જ્ઞાની, સમ, દમ, સાધનવંત અને
જેના મુખને વિશે રામકૃષ્ણ ગોવિંદ વિના બીજી ઉચ્ચારતા
નથી, એવા પરીબ્રહ્મ પરાયણ સંતને મોટા મહંત કહીએ.
જેનાં નેત્ર તો કરૂણારસ ભરેલા હોયછે, દયાવંત, ઉદાર પ્ર-
મુખ અને શરણાંગતને સુખના આપનારા, આત્મલાભમાં
સંતુષ્ટ, અને બ્રહ્મ આનંદમાં પુષ્ટ જેનાં લક્ષણ હોય તેને
વેશ્નવ કહીએ. જે વિષય સંગ થકી મુક્ત થવાની જુક્તિ કરે
છે તેને જીવનમુક્ત કહીએ. એવા સંતની સાથે રંગ લાગે
તેનું નામ સત્સંગ કહીએ. અને એવા સંતને શરણ ગમેતે
કોઇ વિષયી પામર જાય, અને તેમની સેવા કરે તો એવા
તો દયાળુ હોયછે કે અખંડ ધન, જે કોઈ દહાડો ખુટે ન-
હિ તેવા ધનના ઢગલા બતાવે છે, પ્રથમ તેને ભગવાનના

જન્મ તથા કર્મ ચરિત્ર સંભળાવેછે. અને ભગવાનના ગુણા-નુંવાદ પ્રેમાધિન થઇને ગાયછે. તથા હરનિશ ભગવાનનું નામ સ્મરણ કરેછે, ભગવાનની મુરતીની શેવા કરેછે, તથા વંદન અરચન કરેછે, અને અનીન્ય પણે ભગવાનના દાસ થઇ ભગવાન વિના બીજી કાંઇ પણ ઉપાસના કરતા નથી, અને ભગવાન એ સાક્ષાત જીવના સંગી છે, એમ જાણી દેહ, ઈં-દ્રિયો, પ્રાણ. મન, સુત, દારા (સ્ત્રી) ધન, ધામ, સરવે ઇ-શ્વરને અર્પણ કરી સદાકાળ ગર્વને છાંડી ભગવાનને સેવે. એ નવધા ભક્તિ છે. તે પ્રમાણે આચરી ગુરૂના વચનનો તથા શાસ્ત્રનો વિશ્વાસ રાખી, તેના અભ્યાસ કરે, અને ભગવાનને અંતરજામી જાણી ભગવાનની મુરતી ધ્યાનમાં આણે, વિષે થકી વૈરાગ્ય પામે, તથા સઘળા કુસંગનો ત્યાગ કરે. સરવે સંકલ્પ તજીને મનને જીતે, સમ લક્ષણ પામે, ઈંદ્રીયોને નિર્વિષય કરે, તેને દમસાધન કહીએ. મન ઇંદ્રિયોની વૃત્તિ વિરામ પામે, અને ઉપરામ તદાચિત પામે, આસ્તિકબુદ્ધીએ કરીને જે પ્રારબ્ધ કરમ છે તેના સુખ દુઃખ સહન કરે, સારાસાર વિવેકનું જ્ઞાન આવે ત્યારે સર્વે સમાધાન થાય. એ ષડ સાધન સંપતીવાળો મુમુક્ષુજન અ-ધિકારી થઈ જ્ઞાન પામવાનો અધિકારી થયો એટલે એ સાક્ષાત બ્રહ્મનું રૂપ જાણવા જોગ થયો, એવા ગુરૂને શરણે જઈ શુભ આચરણથી ગુરૂની શેવા કરે તો ગુરૂ તેને અખંડ જ્ઞાન આપે, જે ઘરમાં વસ્તુ હોય અને તેને અંધારે કોઈ દે-ખે નહી અને જયારે દીવો કરીને જુવે ત્યારે તે હાથમાં આવે એમ ભગવાન જે અંતરજામી અવિનાશી તે શાક્ષી-

વત પ્રકાશી રહ્યો છે. આવું જ્ઞાન જેનું મોટું ભાગ્ય હોય તેને ગુરૂ કરાવે. અને જ્યાં જુવે ત્યાં ભગવાનને દેખે, ભગવાન વિના બીજુ કાંઈ દેખે નહિ. જેમ આકાશને વ્યાપક દેખે અને દેહ ઇંદ્રિયોનો અધ્યાસ ટળે. તે જન પછી જીવન મુક્ત થાય. અને કોઈ કાળ તે નાશ ન પામે. માટે આવું સમજી શર્વ વ્યાપક અંતરજામી જે સાક્ષાત ભગવાન ગુણાતિત અને ગુણના સ્વામી સૃષ્ટિ ઉ. દ. પોષણ અને સંહારના કરવાવાળા એવા છે ભગવાન, તેમનું નામ સ્મરણ ચિંતવન અને ધ્યાન ધરવું. વળી એમ કેહેશો કે મન ચંચળ છે, અને તે થીર રેહેતું નથી, અને તે નાના પ્રકારના સંકલ્પ વિકલ્પ કરેછે. તો પદ મું વાંચવું. ને ઉપરથી સમજાશે કે મનને જીવના કબજામાંનું છે. અને તે જીવની ઇચ્છાએ કરીને જ્યાં મોકલે ત્યાં જાય. અને ભગવાનનું ધ્યાન ધરતાં ચિત્ત અચંચળ ન થાય અને તે ધ્યાન ધરવાની રીતી કહું તે સાંભળો.

પવિત્ર ભૂમિ ઉપર એકાંત સ્થળને વિશે મન નિશ્ચ રાખી પદ્માસન કરીને બેસવું, પછી બાહ્ય ઇંદ્રિય શબ્દ વીગેરેની વૃત્તિઓ સમેટીને અંતર વિશે લાવવી, પછી મન નિર્સંકલ્પથી પ્રાણાયમ કરવો, પ્રણવમંત્રથી તદા અંતરમાં રોકવું અપાન ઊંચો ચઢાવીને અંતર પ્રાણ લેવો. એ બંન્યોને સમાન મેળવી સ્થીર રાખવાં. અને જ્યારે પ્રાણ સ્થીર થાય ત્યારે મન નિશ્ચળ હોય, અને વૃત્તિઓને બહાર જવા દેવી નહિ, એટલે અંતર સમાધી થઇ, અને જ્યારે મન, પવન વૃત્તિ જ્યારે રોધ પામે ત્યારે અંતરને વિશે એક સો-

નાનું સિંહાસન કલપવું, અને તેના ઉપર અષ્ટદળ કોમળ કમળનું આસન ત્યાં ભગવાનની શ્યામસુંદર ચતુર્ભુજ મુરતી ચાર ભુજને વિશે ચાર આયુધ. શંખ, ચક્ર, ગદા, પદ્મ અને કાનને વિશે કુંડળ, હાથને વિશે સોનાના કડાં. કંકણ કોટને વિશે હાર, કેહેડને વિશે કંદોરો, દસે આંગળીએ વેઢ વીંટીયો, ચરણને વિશે નેપુર, શ્રીવત્સ કૌસ્તુભમણી તથા છાતીને વિશે ભ્રગુલાંછન, અને કોટે પુષ્પના હાર અને તુળશીની માળા, કપાળને વિશે કેસરનું તિલક. અને ભગવાનનું મુખારવિંદ હાસ્ય અને કરૂણામય પ્રતીત્ર તિક્ષણ નાસિકા, અને અંગને વિશે પીતાંબર બહુ રંગે શોભી રહ્યું છે, કમળના જેવાં ભગવાનનાં નેત્ર છે. આજાન (પગના ઢીંચણથી લાંબા) બાહુ (હાથ) છે, વીશાળ ઉદરને વિષે ત્રીરેખા શોભી રહી છે, અને ભગવાનનું રદય વિશાળ છે. કટી (કેહેડ) સુક્ષ્મ છે, જાનું (જંઘા) કેળના થંભ જેવી કોમળ છે. પદ (પગ) કમળના જેવા, નખની છબી કોટી ચંદ્રમાનું તેજ શોભી રહ્યું છે. (અષ્ટાદશ) અઢાર ચિન્હ છે, ભગવાન કોટી કામ સ્વરૂપ છે. અને તેમના કોટી સુરજના તેજનો પ્રકાશ છે. અને ચપળતા કોટી વિજળીના જેવી છે. કોટી ચંદ્રમાના જેવી શીતળતા છે એવા ભગવાનનું અવલોકન એક મન વડે કરવું. અને વૃત્તિઓ સ્વરૂપાકાર થાય અને પોતાના મનની સ્મૃતિ ન રહે એ પ્રમાણે અભ્યાસ કરવાથી મનનો જય થાય, પછી નિર્ગુણ બ્રહ્મ એવા અંતરજામી ભગવાન ઓળખાય. જાગૃત, સુપન અને શુશુપ્તિ એ ત્રણ અવસ્થા જીવની છે, એ ત્રણે અવસ્થામાં ભગ-

.ીવન રહ્યા છે, અને તુરીય જેની ભુમીકા છે. પણ તુરીયાનીતરહ્યાછે, મન, ઇંદ્રિયોની વૃતિ જ્યારે લીન થાય ત્યારે તે ઠેકાણે તુરીયા અવસ્થામાં જાણપણુ થાય તે જ્ઞાન માત્ર સ્વરૂપ સુખાનંદ કહીએ એ પ્રમાણે આતમા બ્રહ્મ ચૈતન્ય જાણવો, એ આતમા વિશે વૃત્તિયો લયલીન થાય પછી તે પરમાનંદ સુખને પામે, આ દેહનો અધ્યાસ તે છુટી જઈ કલેશ માત્ર દુર થશે, અને વાસનાના અંકુર નાશ પામે એટલે નીરવાણ પદને પામે અને ભગવાનના અખંડ ધામની પ્રાપ્તી થાય અને તેને પુનરભવ સંસાર તે મટી જાય

સરવેમાં અતી શ્રેષ્ટ ભગવાનનું નામ સ્મરણ અને ધ્યાન છે. એમાં કોઈપણ રીતનો સંષય નથી આ પુસ્તકની અંદર જે પદો આપ્યાં છે તેમાંથી વહુલોવી જોશો તો સાહેદી પુરાવ સાથે ખાતરી કરી આપશે કે રામ નામ એજ સત્યછે તે વીના સરવે માયીક વસ્તુ અસત્ય અને નાશવાન છે. અને તે લાભના હરનારી છે અને લાભ, સુખ આપનાર તો ફકત એક ભગવાનનું નામછે તેજ સત્યછે, તેમજ આગળ થઇ ગએલા મોહોટા માહાત્માઓ પ્રભુ સ્મરણમાં અને ધ્યાનમાં રહી આ પુનરભવ સંસારથી મુકત થઈ રહી ગયાછે. કે રામકૃષ્ણ ગોવીંદનું નામ ધ્યાન એ સત્યછે. માટે જીવને તરવાનો ઉપાય તે વીના બીજો કાંઇપણ નથી જુવોકે

હરી કેવા દયાળુ છે તે એક નામ સ્મરણ કરતામાં તો સાક્ષાત લક્ષ્મીજીની સુખસજ્યા ત્યાગી સત્વર દોડયા આવેછે, અને અભય કરી નાખેછે.

સિદ્ધાંત--જુઓ કે અજામેળ મહા પાપી અને સ્વ-

પનામાં પણ ભગવાનને જાણતો નહોતો પણ અંતકાળને વીશે નારણીઆ નામના પોતાના છોકરાને નારણ નારણ હે નારણીઆ હે નારણીયા એમ બોલાવતાં "નારણ" શબ્દ સાંભળી ભગવાન લક્ષ્મીજીની સુખસજયા ત્યાગી સત્વર આવી અજામેળની સ્તુતી માની તેને અભય પદ આપ્યું વળી ગુણકા રોજ સ્વભાવે પોપટને ( રામ રામ ) ભણાવતાં નિર્વાણ પદને પામી, વળી નામનો મહીમા જે પ્રહલાદજી ભગત જેણે પીતાની આજ્ઞાએ કરી રાત્રે ચોકી ફરતાં ફરતાં એક કુંભારને ત્યાં નીભાડાની અંદર એક માટલામાં બીલાડી વીહાઈ હશે તેના બચ્ચાં હતાં તે માટલું.ભુલથી મુકાઈ ગએલું અને નીભાડો સળગ્યા પછી તપાસ કરતાં માલમ પડી આવ્યું કે એ બીલાડીનાં બચ્ચાં વાળું માટલુ નીભાડામાં મુકાઇ જવાયું છે. તેથી તે કુંભાર અને કુંભારણી બીચારાં માહા સોચ પામી દીન થઇ આખી રાત ઉભાં રહી રામ રામ રામ રામ રામ રામ એમ કહી ભગવાનની સ્તુતી કરતાં પ્રહલાદજીએ દીઠાં અને કુંભારને કહેવા લગ્યા કે હે શઠ તું અમારા રાજમાં રહી રામ રામ કેમ બોલે છે તે તું શું જાણતો નથી કે જે રામ રામ બોલે છે તેને રાજા શીક્ષા કરેછે? આવું સાંભળી કુંભાર વીનંતી કરી કહેવા લાગ્યો કે હે માહારાજ આજની રાત ક્ષમા કરો, અને આજની રાત વીત્યા પછી તમારે મને જેમ કરવું ઘટે તેમ કરજો. આવાં કુંભારના વચન સાંભળી પ્રહલાદજીએ તેને કહ્યું કે, શું રામ રામ કહેવાથી બચ્ચાં ઉગરશે? ત્યારે કુંભારે કહ્યું કે હા મહારાજ. આ સાંભળી પ્રહલાજીએ કુંભારને

સખત હુકમ કર્યો કે ખબરદાર મારા આવ્યા શીવાય નીભાડો ઉઘાડીશ નહીં અને તેમ કરીશ તો તને શીક્ષા કરીશ. ત્યારે કુંભારે કહ્યું કે બહુ સારૂ, પછી નીભાડો ટાઢો થયા પછી પ્રહલાદજીને બોલાવી તેમની સમક્ષ ઉઘાડયો. તેમાં બીલાડીનાં બચ્ચાં વાળું માટલું કાચું રહેલું અને તેમાંથી બીલાડીનાં બચ્ચાં કલોલ કરતાં નીકળ્યાં, એ જોઇ પ્રહલાદજીને નીશ્ચે થયો. કુંભારને ગુરૂ માની રામ રામ શબ્દ ભજવા લાગ્યા અને રામ શીવાય જેને બીજું કાંઈપણ બોલવુંજ નહીં આવો દ્રઢ થયો પછી તેને ( હરણાકશ્યપ ) તેના પીતાએ ઘણાએ સંતાપ્યો અને અત્યંત દુઃખ દીધું. પણ રામ નામ સત્ય અને દેહ, વેહેવાર, જગતનાં સુખ તે સરવે તુચ્છ માની જે જે સંકટ આવ્યું તે ભોગવ્યું અને છેવટે તેને બળતા લોઢાને થંભે તેના બાપે વળગાડયો ત્યાં શ્રી રામચંદ્રજીએ નરસીંગ રૂપ ધારણ કરી પ્રહલાદજીની પ્રતીજ્ઞા પાળી અને સાહ્ય કરી.

વળી નારદજી દાશી પુત્ર તે પણ ભગવાનના નામ સ્મરણે કરી ભગવાનના પરમ પદને પામ્યા અને ભગવાનનું મન કહેવાય છે.

વળી ધ્રુજી જેણે નારદજીના ઉપદેશથી ભગવાનનું નામ સ્મરણ કરી ભુકિત તથા મુકિત ( અવીચળ પદવી ) પામ્યા, વળી કળયુગમાં નરસીંહ મેહેતા જેણે ભગવાનનું સ્મરણ કીરતન કરી ભગવાનને વશ કીધા. વળી ચોખામેળ ભગત ( ઢેડ )ની બાયડીની સુવાવડ કરી અને બાળોતીયાં ધોયાં, આ જુઓ પ્રભુ ભક્તવત્સલ્ય કેવા છે, ભગવાન તો

ફકત એક પ્રેમ ભકિતનેજ વશછે, "હરીને ભજે સો હરીકા હોય, જાત ભાત પુછે ન કોય." માટે ભગવાન તો અધમ ઓધારણ છે, એ કાંઈ પ્રેમ ભકિતનાં આગળ જાતભાત જોતા નથી અને જો જાતભાત જુવે તો સાક્ષાત વ્યાસજી માહારાજ એ મછગંધાના પુત્ર, નારજી દાશી પુત્ર, રોહીદાસ ચમાર ગુણકા અધમ જાતી, સેના ભગત નાપી, ચોખામેળા ઢેડ, પ્રહલાદજી દહીત કુળના માટે આ સમજી સર્વે બેન્યો તથા ભાઈયો મળી ભગવાનનું નામ સ્મરણ તથા ધ્યાન કરવું.

દોહરો.

રટો રામ નીત્ય ભાવશું, કરો પ્રીત ભગવાન;<br>
તજો કુકર્મ નિજ ચિતશું, ચહો જો પદ નિર્બાન.

અસ પ્રભુ દીનબન્ધુ હરી, કારણ રહિત કૃપાળ;<br>
નારણશીંગ શઠ તાહિ ભજુ, છાંડી કપટ જંજાળ



## આદ્ય અંત શબ્દો.




રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ




### દોહરો

રામ નામથી કઇક જન, ગયા મોક્ષને દ્વાર;<br>
માટે આર્ય બાંધવા, રામ નામ ન વિસાર. ૧

રામ ! રામ ! રામ ! રામ ! રામ ! રામ ! રામ ! રામ !